# પ્રસ્તાવના.



આ ન્હાનું પુસ્તક રચવામાં મારો બેવડો હેતુ છે— એકતો કુમળી વયનાં છોકરાંઓને ગમત આપવી, તથા બીજો એ કે, પૈસા કરતાં વિદ્યા સંપાદન કરવી એ પ્રથમ અગત્યની છે; અને પૈસા કરતાં સદ્‌ગુણ એ એક મ્હોટું ભૂષણ છે; માટે તે મેળવવા તરફ તેઓનું સ્વાભાવિક રીતે મનનું વલણ કરવું અને તેમ કરવામાં મેં દુરસ્ત એ વિચાર્યું કે, તેઓની આગળ ઘણોજ આનંદ પમાડે એવી બોધ સહિત નાના પ્રકારની વાર્તાની રકાબી રજુ કરવી. મ્હોડે શિખામણ દેવા કરતાં દાખલા રૂપે કહેવું વિશેષ અસર ઉત્પન્ન કરેછે. ઘણાં પુસ્તકોમાં કંઈ કંઈ તરેહની અદ્‌ભૂત તથા કલ્પિત વાર્તાનો સંગ્રહ કીધેલો હોય છે, પણ તે વાંચવાથી વખતે કાચી ઉમરના છોકરાઓનું મન ભમી જાયછે, અને ફાયદાને બદલે ઓર નુકશાન થાયછે, તેથી તેવી તરેહનું કંઈ પણ આ પુસ્તકમાં દાખલ કીધું નથી.

બીજું કેટલાંક શ્રીમંત માબાપો પોતાનાં બચ્ચાંની કેળવણી તરફ જોઇએ તેટલી અને તેવી નજર રાખતાં નથી, અને તેઓને અતિશય લાડ લડાવી ઉછેરેછે, અને તેમ કરવાથી તેનું પરિણામ એ થાયછે કે તે છોકરાં સાર અને અસાર વસ્તુ બરાબર સમજી શકતાં નથી; અને ભોગજોગે જો તેઓને નઠારી સોબત મળે તો તેઓ અવશ્ય કરીને કુમાર્ગે દોરવાયછે, પોતે જાતે ફજેત થાયછે, એટલુંજ નહીં પણ એવા છોકરા હોવાને લીધે માબાપને પણ નીચું જોવાનું થાય છે; અને અતિ શ્રમથી મેળવેલો પૈસો કુમાર્ગે

તથા ઘણાજ નઠારા વ્યસન અને કુછંદમાં મ્હેજમાં ખર-ચાઈ જાય છે.

આ બધું કરવા તરફ છોકરાઓનું વલણ ન થાય, અને આપોઆપ સુધે રસ્તે જઈ પોતે સુધરે, અને પોતાને તેમજ પોતાનાં માબાપને પોતાના જ્ઞાન અને સદ્ગુણથી જેબ આપે, એજ આ વાર્તાઓના સંગ્રહનો મુખ્ય હેતુ છે.

એ વાર્તાઓમાં મેં સાધારણ બોલવા ચાલવામાં જેવી ભાષા વપરાયછે, તેવીજ વાપરવાની કોશીશ કીધીછે; અને તેથી આ પુસ્તક વાંચવાથી જો માત્ર થોડા ઘણાનું મન-રંજન થશે તો મારી મ્હેનત ઘણે દરજ્જે પાર પડી છે, એમ ખરા અંતઃકરણથી સંતોષ માનીશ.

આ પુસ્તક લખી હું મારૂં નામ ગ્રંથકર્ત્તા તરીકે ગણા-વવાને રાજી નથી, પણ અત્યાર સુધીમાં જે મને મ્હેજ-સાજ અનુભવ થયો છે તેના પરિણામનું કંઈક ચિત્ર-પછી ગમે તેવું ઝાંખું હોય તોપણ-સમજુ વાંચનારી પ્રજા આ-ગળ ધરવાની હિમ્મત ધરૂંછું, અને આશા રાખુંછું કે તેઓ એમાંના દોષ એક બાજુએ મૂકી માત્ર સારનું ગ્રહણ કરશે.

સુરત-નાનપુરા.
આગષ્ટ ૧૮૮૭

**ન. હો. મા. ડા.**

૩૮૦૯



ગડી આગલ રમત કરતાં સેહેજમાં બળી મરતો બચી ગયો. તે એટલોતો નાજુક હતો કે જરા વધારે પવન તેને લાગતો તો તેને સળેખમ થતો, અને જો ભોગજોગે જરા તડકામાં ફરતો તો ઓઆર આવતી. આનું કારણ એજ હતું કે બીજા છોકરાઓની માફક આમ તેમ રમવા કુદવાને બદલે તેની મા રખેને તેનો ચ્હેરો બગડી જાય, અથવા તેનો પોંસાક મેલો થાય માટે એકને એક ઠેકાણે ઘરમાં બેસાડી રાખતી હતી. જો કે તે બેઠો બેઠો ઘરના છાપરાંના નળીઆં નીચે લાવતો હતો. બીજું જ્યારે તે યઝદમાં આવ્યો ત્યારે તેને એકે બોલ પણ લખતાં કે વાંચતાં આવડતો નહતો. ટુંકમાં કેહેવત પ્રમાણે ભાઈ "કાળા અક્ષરને કૂટી મારે" એવા હતા, તે છતાં મગરૂરીનો તો કંઈજ પાર નહોતો.

---

## પ્રકરણ ૨ જું.

### અરદેશીર, શીરીન તથા મીનોચેહેરને શોરાબ સાથેનું અકસમાત ઓળખાંણુ.

યઝદમાં અરદેશીરના પોતાના રેહેવાના મકાન
એક ભલો પ્રમાણિક ખેડુત રેહેતો હતો, જેનું ના
સ્પ હતું. ભલા કેરસાસ્પને પણ અરદેશીરની
પુરોજ બેટો હતો, જેનું નામ શોરાબ કરીને
બની ઉમ્મર પણ મીનોચેહેરના જેટલીજ
મજબુત બાંધાનો, ખીલતા ચેહરાનો અ
સ્તી ભરેલો હતો; તેનું કારણ એજ કે
તેમ ફરતો હતો, મજુરો હળ ખેડ
જતો હતો, ત્યાં પેટાંને ચરાવા લ

મીનોચેહેરના જેવો ખુબસુરત તો હતોજ નહીં, તેમજ તેના જેવો નાજુક પણ નહોતો; પણ તે ઘણો ચંચળ, ભલો, મલતાવડા સ્વભાવનો પ્રમાણિક અને સાહસ હતો તેથી તેને ઘણા લોકો ચાહાતા હતા. તે કદી પણ રીસે ભરાતો નહતો, પણ કોઈપર ઉપકાર કરવાને ઘણોજ ખંતીલો હતો. જો કોઈ નાચાર આદમી તે જમવા બેઠા હોય ને ખાવાનું માગે તો તે પોતાના ખાનામાંથી અરધું અને કોઈ કોઈ વખતે તો સઘળું આપી દેતો, એટલુંજ નહીં પણ તે પશુ પક્ષીઓપર પણ એટલોતો માયાળુ હતો કે જો કોઈ તેમને ઈજા કરતું તો તે તેમને બોધ કરતો કે જેમ આપણને દુનીઆમાં જીવવાનો હક છે તેમજ તે બચારાં પશુ પક્ષીઓને પણ છે, ફેર માત્ર એટલોજ છે કે તેઓને તેઓનું પોતાનું દુઃખ દરશાવવાને વાચા નથી. શીઆળામાં જ્યારે બરફ ઘણો પડે અને પક્ષીઓથી પોતાના માળામાંથી બાહર નહીં નીકળાય ત્યારે ભલો શોરાબ અતીઘણો દલગીર થતો અને ...નતાં લગી તેઓના માળામાં કાંઈ ખાવાનું નાખતો, અને ...ને નખાય તેવું ન હોય ત્યારે તે જોઈ અતી દલગીર ... પોતે પણ ભુખો સુતો. કરાળીઆ, દેડકાં, ગલોરી ...નવરોને ઘણું કરીને ઘણા જણાઓ જાંહાં જોએ ...ી મારેછે, તેઓને શોરાબ કબી આંગળી પણ ... નહીં એટલુંજ નહીં પણ જેઓને મારતાં તે ... અટકાવતો, અને કેહેતો કે "ફકત તેઓ ... પડતાં નથી તેટલાંજ માટે તેઓને મારી ... ઘણું પાપનું કામ છે." જો કે તેની ઉ... વરસની હતી, તોપણ તેનામાં ઉમદા ... એટલીતો ભરપુર હતી કે તે પુખ્ત ... બરી કરી શકે તેવો હતો, અને

એજ કારણોને લીધે તે આખા શેહેરમાં સર્વેનો વાહલો થઈ પડ્યો હતો, તેમાં મુખ્યત્વે કરીને તે શેહેરના દસ્તુર જમશીદનો તે અતીઘણો માનીતો હતો, તેમજ દસ્તુર જમશીદ પણ તેની અક્કલ હોંસીઆરીને લીધે તેનાપર એટલોતો ખુશ થઈ ગયો હતો કે તેણે તેને વાંચતાં લખતાં શિખવ્યો એટલુંજ નહીં પણ હમ્મેસાં પોતાની સાથેને સાથે રાખતો. તે કંદી પણ જુઠું બોલતો નહીં. જો કે તેની ખાતરી હોય કે જુઠું બોલવાથી તેને એક સો દીનાર મલવાના હોએ, અને સાચું બોલવાથી તેને ચાબુકનો માર પડવાનો હોએ તે છતાં પણ તે સાચું બોલવાને કશો પણ આંચકો ખાતો નહીં. આ ભલા શોરાબને પેલા અનસમજુ અને લાડકવાયા મીનોચેહેર સાથે ભોગ ચોગડીએ એક દિવસ ઓલખાંણ થયું; એવું બન્યું કે મીનોચેહેર પોતાની એક નોકરડીની સાથે એક ઉનાળાના દિવશે ખેતરમાં ફરવા નીકળ્યો, જ્યાં તે જંગલી ફુલો એકઠાં કરતો તથા પતંગીઆંને આમ તેમ ઉરાડતો હતો એટલામાં તે ખેતરમાંથી એકાએક એક મોહટો અઝદા નીકળી આવ્યો અને તેના પગપર વીટલાઈ ગયો. આ જોઈ પેલી નોકરડીનો એકાએક ચીસ પાડી મદદ મેલવવા સારૂ દોડી ગઈ, અને મીનોચેહેરના તો હોસ કોસ ઉડી ગયા, અને તે જગાપરથી એક દગલું પણ આગળ ભરી શક્યો નહીં. સારાં નસીબે શોરાબ તે જગાપર ફરતો ફરતો આવી પોંહચ્યો અને જો કે મીનોચેહેર સાથે તેને કાંઈ બોલ ચાલનો વહેવાર અગાડી કદી પણ થયો નહતો તે છતાં તેણે એકાએક તેના ચેહેરા ઉપરથી પૂછ્યું કે "ભાઈ તુને શું છે"? મીનોચેહેર જે દસકાં ખાઈ ખાઈને રડતો હતો તેનામાં એક બોલ પણ બોલવાની શકતી નહતી, તે છતાં તેણે પોતાની આંગલી

પોતાના પગ તરફ શોરાબને બતલાવી અને તેથી તે વાકેફ થયો. શોરાબ જે ઘણો હીમ્મતવાન હતો તેણે મીનોચેહેરને કહ્યું કે "બીહતો ના" એમ કહીને અઝદાહાને ગરદનમાંથી પકડીને જોરથી તેના પગપરથી છુટો પાડી દુર ફેંકી દીધો. તેને ફેંકી દીધાને ઝાઝી વારતો થઈ ન હશે તેટલાં તેની માં શીરીન તે જગાપર હાંફતી હાંફતી દોડી આવી અને પોતાના છોકરાને કોટે વલગાડેઓ અને હજારો બોકી કીધા બાદ તેણીએ તેને પૂછ્યું કે "તને કાંઈ ઈજા થઇછે"? તેના જવાબમાં મીનોચેહેરે કહ્યું કે "જો પેલા ન્હાના છોકરાએ આવીને તે મોટા અઝદાને બાહદૂરીથી ખેંચી કાહડ્યો નહતે તો તે કદરૂપું પ્રાણી મને કરડતે". શીરીને શોરાબ તરફ આંગળી કરીને દેખાડ્યું કે "આ ન્હાના છોકરાએ તને મુશીબતમાંથી બચાવ્યો? આફ્રીન છે તેની બહાદુરીપર" ત્યારબાદ શીરીને શોરાબને પૂછ્યું કે "એ પ્યારા છોકરા તારૂં તથા તારા બાપનુ નામ સુંછે? કે જેનાં હમો આટલાં બધાં આભારી થયાં છઇએ" શોરાબે જણાવ્યું કે મારૂં નામ શોરાબ બીન કેરશાસ્પછે."

શીરીને કહ્યું "મારા વાંહાલા બેટા તું ઘણો ડાહ્યો અને બ્હાદુર છોકરો છે, તેથી હુમને ઘણો વાહલો લાગેછે, માટે બેટા આજે હમારી સાથે હમારે ઘેર આવી તું જમસે તો હમો ઘણા ખુશી થઇસું."

**શોરાબ**—બાઈ સાહેબ મેહેરબાંની કરીને મને માફ કરો, કારણ કે મારે ઘેર મારો બાપ માહરી રાહ જોયા કરતો હશે.

**શીરીન**—માહરા બ્હાલા, તારો બાપ સું ધંધો કરેછે? તે કહાં રહે છે?

**શોરાબ**—બાઈ સાહેબ મારો બાપ તમારા ઘરની નજ-

દીક પેલી ટેકરી આવી છે તેની તળેટીમાં રહેછે.

**શીરીન**—તું મને ઘણો શાણો છોકરો લાગે છે, (તેને પોતાની એક બગલમાં દાબીને) બોલ વારૂ તું મારો છોકરો થશે ?

**શોરાબ**—જો તમો બાઇની મરજી તેમ હશે તો મને કશી અડચણ નથી, પણ તમારી સાથે મારાં માંબાપનો પણ છોકરો પ્યારો જો !

**શીરીન**—શાબાસ, બેટા શાબાશ ? આફ્રીન છે તારી અક્કલ ઉપર, ચાલ તું મારી સાથે, આપણે ઘર હું તારા બાપ પર આદમી મોકલીને કહેવડાવુંચકે શોરાબ આજે હમારે ત્યાં જમીને આવશે. માટે ચાલ મારી સંગાથે.

**શોરાબ**—બાઈ સાહેબ, જેવી તમારી મરજી.

શીરીને તરતજ એક ચાકર પાસે ફેરશાસ્પને કહેવાડયું કે "શોરાબ આજે હમારે ત્યાં જમશે માટે કશી ફીકર કરશો નહીં." અને પછી શોરાબને પાંખડી વળગાડીને પોતાને ઘર લઇ ગઈ; જ્યાં અરદેશીર પણ આવી પોહચ્યો હતો, તેની સાથે શીરીને શોરાબની ઓળખાણ કરાવી, અને મીનોચેહેર જે અતી ઘણા સંકટમાં આવી પડયો હતો અને જે શોરાબની બહાદુરીથી કશી પણ ઈજા થવા વગર બચી ગયો હતો તે વિશેની પેહલથી તે છેલ્લે લગી વાત કહી તે સાંભળી અરદેશીર શોરાબ પર ખુશ ખુશ થઈ ગયો અને તેને સાબાસી આપી તેનો ઉપકાર માન્યો. ત્યારબાદ શીરીન તેને પોતાનુ ઘર બતલાવવા લાગી. શોરાબ હમણા જાણે એક બેહેસ્તના બાગમાં આવ્યો હોયની તેમ તેની નજરમાં તહરેવાર દેખાવો જોવામાં આવ્યા. તેને ઘણા ભપકાદાર ઓરડાઓમાં લઈ જવામાં આવ્યો, કે જ્યાં સુંદર ટેબલ, ખુરશીઓ, કોચો, મોહટા આએનાઓ, હાં-

ડીઓ, જુમ્મરો, તથા રૂપાના અને સોનાના તહરે તહરે-વાર કીમતી સામનો નજરે પડતાં હતાં. શીરીનને પોતાનો ઓરડો સારી રીતે સીંગારવાની અસલથીજ ટેવ પડી હતી. જ્યારે શોરાબને સાથે લઇને તેણી સઘળું બતલાવતી હતી, ત્યારે તેણીને માલમ પડ્યું કે જે જે ચીજ તે જોતો તેથી જરાપણ અચંબો પામતો નહીં, અથવા ખુશ થતો નહીં તે જોઇ તે ઘણીજ દલગીર થઇ,કારણકે તેણી હમેસાં પોતાનો સરસામન બનતાં સુધી ભપકાપર રાખવાને આતુર હતી, તથા તેણી એમજ સમજતી હતી કે જેવી રીતે તેણી મેહનત લઇને ભપકો રાખે છે, તેથી તેની તેવીજ બીજા ઉપર સારી અસર થસે, પણ શોરાબને આ બધી ચીજ જોવાથી કશી અસર થઈ નહીં, જો કે તેણી તેની તપાસ વારંવાર કરતી. ખાના ઉપર પણ તેણીએ તેને પોતાના પાસે જમવાને બેસાડ્યો, અને સારૂં સારૂં ખાનું મુકીને તે જમવાને સારૂ તેને બોહશ કરતી તેની સાથે તેના ચેહરાપર નજર કર્યાજ કરતી હતી, પણ હમેસાં તેનો ચેહરો એક ગંભીર માણસ જેવો દેખાતો હતો. આખરે તેણીએ તેને ટેબલ ઉપર એક રૂપાંની જાંમ તરફ નીહાળીને જોતો જોયો, તે ઉપરથી શીરીન બોલી ઉઠીકે “શોરાબ, આવી સરસ જાંમ તુને પીવાને સારૂં આપવામાં આવે તો તુને પસંદ પડે કે નહીં?” તેણીએ વળી આગળ વધીને કહ્યું કે “જો કે એ જામ મીનોચેહેરની છે, તે છતાં તે પોતાના ન્હાના મિત્રને ભેટ આપ્યા વિના રેહેશે નહીં.” તેટલામાં મીનોચેહેર બોલી ઉઠ્યો “માંદર, હું તે જામ ઘણી ખુશી સાથે મારા મિત્ર શોરાબને બક્ષીસ આપીસ કારણકે તમો જાણોછો કે એના કરતાં સરસ એક સોનાની જામ મારી પાસે છે, અને તે ઉપરાંત એના કરતાં મ્હોટી બે

રૂપાનીછે, તેથી એ જામ મારા મિત્રને ખુશીથી આપીશ."

**શોરાબ**—તમોએ મને તે આપવા કહ્યું તેથી હું તમારો મારા ખરા અંતઃકરણથી ઉપકાર માનુછું, પણ મને તમારી જામ કોઈ પણ રીતે ઉપયોગી થઈ પડે તેમ નથી, એના કરતાં ઉમદા મારે ત્યાં છે.

**શીરીન**—સું તમારા બાવા રૂપાના વાશણોમાં ખાએચ પીએચ?

**શોરાબ**—બાઇ સાહેબ, આને તમો સું કહોછો તેની મને કાંઈ ખબર નથી, પણ મારે ત્યાંતો હમો સઘળાં, ગાયને માથે શીંગડાં હોયચ કેની તેના જેવી વસ્તુની બનાવેલી લાંબી ચીજ વડે પીએછેએ.

**શીરીન**—આ છોકરો તો મને કાંઈ બોલીઆ જેવો લાગે છે, (હસીને) ગાંડોછે છોકરો વળી શીંગડાનાં બનાવેલાં વાસણ તે રૂપાનાં વાસણ કરતાં સરસ હોય?

**શોરાબ**—સાંભળો બાઈ, એવાં વાસણો રાખતાં હમને કદીપણ બેચેની ઉતપન્ન થતી નથી.

**શીરીન**—શું ત્યારે રૂપાના વાસણ વાપરતાં બેચેની ઉતપન્ન થાએચ? એ સું તું બોલેચ કે બકેચ?

**શોરાબ**—સાંભળો મારાં મેહેરબાંન બાઈ સાહેબ, હમણા જ્યારે તમારા પેલા ચાકરથી આ અહીંઆ ટેબલ ઉપર મૂકેલું છે તેના જેવું વાસણ ભાગી ગયું ત્યારે તમો ઘણાંજ દલગીર દેખાતાં હતાં, *હવે હમારે ત્યાંતો હમો હમારાં વાસણઆમતેમ ગમે ત્યાં ફેંકોએ છીએ તેની કોઈ

---

*વાંચનારે જાણવું જોઇયે કે જમતી વખતે શીરીનના એક નોકરને હાથે એક રકાબી કે જે ઘણી કીમતી હતી તે પડી ગઈ, અને તેથી તે ભાંગી ગયાથી શીરીન જરા દલગીર થઇને તે ચાકરને ઘણો સખ્ત ઠપકો આપ્યો હતો.

પણ દરકાર કરતું નથી, કારણકે હમને ખબર છે કે, તે ભાગી જશે નહીં, અને તેથી કરી હમો બેચેન પણ થસું નહીં.

**શીરીન**—(પોતાના ધણીને આસ્તેથી) આ છોકરાને સું કેહેવું જોઇએ! એ કેવા આડા આડા સવાલો કરેછે!

જમી રહ્યાપછી શીરીને એક જામ ભરીને શરાબ શોરાબને આપ્યો, અને કહ્યું કે "આ તું પીઈ જા."

**શોરાબ**—બાઈ સાહેબ, હું તમારો અતીગણો ઉપકાર માનુછું; પણ મને હાલમાં બીલકુલ તરસ લાગી નથી, માટે મને માફ કરો.

**શીરીન**—પણ મારા વાહલા બેટા, આ ઘણો મિઠો અને લ્હેજતદાર છે, અને તું ડાહ્યો છોકરો છે, માટે મને આશા છે કે મારા કહ્યાને માન આપી પીઈ જશે.

**શોરાબ**—હા, પણ મારાં મેહેરબાંન બાઈ સાહેબ, મને દસ્તુરજી જમશીદ શિખામણ દીધેલી છે કે "આપણને જ્યારે ભુખ લાગે ત્યારેજ ખાવું, અને તરસ લાગે ત્યારેજ પીવું, અને તે પણ એવી ચીજ ખાવી-પીવી કે જે આપણને ઘણી સેહલાઇથી મળી શકે; નહીંતો જ્યારે તેવી ચીજ આપણને નહીં મળે, ત્યાંરે આપણે ઘણા ચીરડાઈ જઇએ," માટે તે મુજબ મારે ચાલવું જોઇએ કેની?

**અરદેશીર**—મારા સમ, શીરીન, આ ન્હાનો છોકરો કોઈ બડો ફીલસુફ લાગે છે. જો દસ્તુર જમશીદ આપણા મીનોચેહેરની સંભાળ લેઇને તેને શિખવે તો આપણે તેના મ્હોટા આભારી થઇએ; કારણકે હવે મીનોચેહર કાંઈ નાહની ઉમ્મરનો નથી, હમણાં તો એનો શિખવાનો વખત છે. (મીનોચેહર તરફ નજર કરીને) કેમ મીનોચેહેર, તને ફીલસુફ થવા ગમેચ?

**મીનોચેહેર**—ખરેખર બાવા ફીલસુફ એટલે સું તે હું જાણતો નથી; પણ મનેતો બાદશાહ થવા ગમેછે, કારણકે બાદશાહ સર્વેથી ભપકાદાર તથા પૈસાદાર હોયછે, અને તેને વળી કશું કામ કરવાનું હોતું નથી, પણ બેઠાં બેઠાં મોજમજા કરવાની, ને વળી બધા તેની પનેહગારીમાં રહે એટલે એનાથી સારૂં બીજું શું?

**શીરીન**—(પોતાની જગાપરથી ઉઠીને મીનોચેહેરને બોકી લઇને) શાબાસ! બેટા, શાબાસ! તારા આવા દમામને લીધે તું બાદશાહ થવાને લાયક છે, તેં આવો સારો જવાબ દીધો માટે લે, આ શરાબની જામ પીઈ જા. વારૂ શોરાબ તને બાદશાહ થવું ગમેચ?

**શોરાબ**—હું તો ચોખ્ખી નાજ કહું છું, પણ હું આશા રાખુંચ કે હું જલદીથી મ્હોટો થઇને હળ ફેરવવા જાઉં, અને મારૂં ગુજરાંન થાય તેટલું પેદા કરૂં કે પછી કસ્સાની પણ મને જરૂર પડે નહીં.

**શીરીન**—(શોરાબ તરફ ધીક્કાર ભરેલા ચેહેરાથી જોઇને પોતાના ધણીને) જોતા જાઓ, એક બેદુંતના અને એક ગ્રહસ્થના છોકરા વચ્ચે કેટલો તફાવત છે?

**અરદેશીર**—(શીરીનને આંસ્તેથી) હુંતો નથી ધારતો કે આ વખતે આપણા છોકરાએ સારો જવાબ દીધો હોય. (શોરાબ તરફ જોઇને) વારૂ મ્હારા વાહલાં શોરાબ તુંને પૈસાદાર થવા ગમેચ?

**શોરાબ**—ખરેખર નહીંજ સાહેબ.

**શીરીન**—નહીં! મનેતો તુ ઓલીઓ લાગેછે; શાવાસ્તે તુંને પૈસાદાર થવા નથી ગમતું?

**શોરાબ**—એટલાજ વાસ્તે કે એક વખતે મેં એક પૈસાદાર ગ્રહસ્થને જોયો હતો, જે ગરીબ લોકને ધીક્કારતો હતો,

ગરીબ ખેડુતોના ખેતરની વાડો ભાંગીને તેઓના અનાજથી ભરેલાં ખેતરમાં ઘોડો દોડાવતો હતો; ને બીચારા ગરીબ ખેડુતોના અનાજ ચગડી નાખતો એટલુંજ નહીં પણ વળી તેઓના મરઘાં, બતકાં વગેરેનો શિકાર કરતો અને તેઓના કુતરાંઓને મારી નાખતો; તથા તેઓના ઢોરોને લંગડાં કરતો ત્યારે તેઓ બાપડા કેહેતાકે તેઓ પૈસાદાર છે માટે ચાહે તે કરે; પણ તેને બધા જણા ધીક્કારતા હતા; જો કે તેના મોં પર તેમ કરવાની તેઓની હિમ્મત ચાલતી ન હતી. કહોની બાઇ સાહેબ ત્યારે એવી રીતે પૈસાદાર થવું શું કામનું?

**શીરીન**—વારૂ, પણ તુંને અહીં તહીં ફરવાને સારૂં ગાડી તથા તારી ખીદમતમાં રેહવાને નોકરો હોય તો કેવું સારૂં?

**શોરાબ**—એના જવાબમાં મારે કેહવું જોઇએ કે મને ગાડીમાં બેસવાની કસી જરૂર નથી, કારણકે મારા પગ વડે હું જ્યાં ચાહુ ત્યાં ચાલી શકુંછું અને જો નોકરોને માટે પુછતા હોતો મારી પાસે એક સો ચાકરો હોય તોપણ તેઓનું મને શું કામ છે?

શીરીને હવે શોરાબ શામું ઘણા ધિક્કાર ભરેલા ચહેરાથી જોયા કીધું, અને તેને વધારે સવાલ પૂછ્યા નહીં, ત્યારબાદ રાત પડવાની તૈયારી હતી તેથી શોરાબને તેને ઘેર વિદાય કીધો. ઘેર આવ્યા પછી શોરાબે પોતાને મીનોચેહેર, શીરીન, તથા અરદેશીર સાથે શી તરેહ ઓળખાંણ થઈ તેથી પોતાના બાપને વાકેફ કીધો; ત્યારબાદ તેના બાપે તેને પૂછ્યું કે તેં "મોહટા ઘરમાં શુંશું જોયું? તથા તને ત્યાં રહેવાનું ઠીક લાગ્યું કે નહીં"?

**શોરાબ**—ખચીત, બાવાજી, તેઓ મારી શાથે ઘણીજ માયાળુ રીતે વર્ત્યા હતા, અને તે કારણને લીધે હું તેઓનો

આભારી થયોછું, પણ હું ધારૂંચ કે હું ઘર રહ્યો હતેતો વધારે સારૂં થાત, કારણ કે મારી આખી જીંદગાંનીમાં મને મારૂં ખાનું મેલવતાં આટલી મેહનત કદી પડી ન હતી; જાને હું આંધળો, લુલો, લંગડો હોઉ તે મિસાલ એક આદમી મારી રકાબી લઈ લેતો, તો બીજો બીજી મુકતો, ત્રીજો મને શરાબ નામવા આવતો, અને ચોથો મારી ખુરશી પાછળ ઉભો રહેતો, અને વળી તેઓ એટલી બધી ચીજો લાવ લઇ જાવ કરતા હતા કે હું ધારતો હતોકે આનોતો પાર આવશેજ નહીં. ખાનુ ખાધા પછી મારે બે આખા કલાક સુધી હાલ્યા ચાલ્યા વગર બેસી રેહવું પડયું, કારણ કે તે દરમ્યાન શીરીન મારી શાયે વાત કરતી હતી, અને મને સારાં લુગડાં પેહરવાને તથા બાહદશાહ થવાને તથા દૈસાદાર થવાને ગમેછે.કે નહીં તે પૂછતી હતી.

---

# પ્રકરણ ૩ જું.

## અરદેશીર તથા શીરીનનો દસ્તુર જમશીદ શાથે મેલાપ.

હવે જ્યારે ફેરશાસ્પને ત્યાં આ વાત ચાલતી હતી તે દરમ્યાન અરદેશીરને ઘર પણ ભલા શેરાબનેજ વિશે વાતો ચાલી રહી હતી. શીરીને પોતાના ધણી આગળ કબુલ કર્યું કે "તે બ્હાદુર તથા ભોળા દીલનો છે, તેમજ તે ઘણા સારા સ્વભાવનોછે," પણ તેણીએ ખોડ કાઢી કે "તેના વિચારમાં કાંઇક જંગલીપણું તથા હલકાપણું નજર આવેછે; અને માત્ર તેજ. કારણને લીધે નીચી પંકતીના લોકો ઊંચી પંકતીના લોકોથી પરખાઈ આવેછે."

**અરદેશીર**—મનતો એથી ઉલટું એમ માલમ પડેછેકે તેના વિચારો સારાછે, અને તે એવાછેકે ઊંચામાં ઊંચી

પદ્વીના માણસોને પણ જેબ આપે. સઘળી શ્રેષ્ટતાનું ઠેકાણું મનછે; અને જેનામાં ઉમદા વિચાર, સારાં કામમાં હિમ્મત અને સઘળા સાથની સભ્યતા હોય તેનેજ ખરેખરો ગ્રહસ્થ કેહવો. જે દમામથી બોલે, અને ઉડાઉપણે ખરચ કરી ભપકાદાર કપડાં પેહરે તેને કેહવો એ કેવળ મૂર્ખાઈ ભરેલુંછે. તેટલા માટે મને ગંભીર પણે કહ્યા વગર ચાલતું નથીકે આ ન્હાના ગામડીઆમાં ખરેખર ગ્રહસ્થાઈના બીજો છે, તોપણ જો આપણો છોકરો પણ પોતાના દરજ્જા પ્રમાણેના સઘળા એના જેવા ગુણો મેલવે, અને જ્યારે હું એમ સાભલુંકે કેરશાસ્પના છોકરા કરતાં એ કોઇપણ બાબતમાં ઉતરતો નથી; ત્યારે જેટલી ખુશી મને હાંસલ થસે તેથી વધારે ખુશી બીજી કસી.પણ ચીજથી મને થશે નહીં. ખરા ગ્રહસ્થનાં લક્ષણોના ઘણા ઘણા દાખલાઓછે તેમાં સભ્યતા બાબદનો એક દાખલો હું કહુછું તે તું લક્ષ દઇને સાંભળ.

એક વખતે બગદાદ શેહેરમાં કેટલાએક છોકરાઓ મ્હોલ્લામાં રમતાં રમતા પુશ્કલ થાકી ગયા હતા તેથી એક જગ્યાએ બેઠા હતા. તેવામાં ત્યાંનો અમીર ઘોડે સવાર થઈ ત્યાંથી પસાર થતો હતો. તેને દૂરથી આવતો જોઇને પેલા છોકરાઓમાંનો એક છોકરો તેના પસાર થવાના રસ્તા આગળ એક દિવાલ હતી ત્યાં જઇને ઉભો; અને જેવો તે અમીર તેની નજદીકથી પસાર થતો હતો તેવીજ તેને નમીને તેણે સલામ કીધી. અને બીજાઓએ પેલા અમીરની કાંઈ દરકાર કીધી નહીં. (ખરૂં પારખનાર પુરૂષો ખરી કસોટી દાખલ હોય છે, તેથી તેઓ ઘણી બાબતની ખામી તથા ખુબી પારખી શકે છે; અને દરેક માણસની હકીકત તથા દેખાવ ઉપરથી તેને વિશે પોતાના મનમાં

વિચાર કરી લેછે) તે મુજબ પેલો છોકરો પેલી જગ્યાએ ડહાપણથી ગયો, તેથી પેલો અમીર ઘણોજ આશ્ચર્ય પામ્યો, અને પોતાના ઘોડાની લગામ ખેંચીને અને પેલા છોકરા તરફ મીઠી નજર કરીને, પોતાની આંગલીમાંથી વીટી કાઢીને પેલા બધા છોકરાની વચ્ચોવચ ફેંકી, અને કહ્યું કે "જે છોકરો આ વીટી પેહેલી લઈ આવશે તેના ઉપર હું અત્યંત ખુશી થઇશ." પેલા છોકરાઓના મનમાં ઉથલપાથલ થવા લાગી, અને બધાઓ એકદમ તે વીટી લેવાને દોડ્યા. અને તેમાંના એકે તે ઉપાડી લઇને અમીરના હાથમાં આપી. પેલો છોકરો જે દિવાલ પાસે ઉભેલો હતો તેણે સભ્યતાની હદ છોડીને આ કામ કરવું દુરસ્ત ધાર્યું નહીં, તેથી જ્યાંનો ત્યાં સ્થિર ઉભો રહ્યો. તે અમીરે તે છોકરાનો ઇરાદો જાણી લઇને વળી ફરીથી વીટી ફેંકી, તે એવી રીતે કે પેલા છોકરાની છેક નજદીક પડે. તે છોકરાએ તે ઉપાડી લીધી, અને તેની ધુળ ખંખેરી નાખીને ઘણીજ નમ્રતા અને યોગ્ય તાબેદારીથી અમીરને આપી. તે ઉપરથી તેણે વિચાર્યું કે "સભ્યતા જે સખસ પાસે છે તે મ્હોટાઇ અને આબાદાનીની ટોંચે ચઢે છે. સભ્યતાના બગીચામાંથી જે પુરૂશ એક ફુલ તોડે છે તો તેનું આશા રૂપી ઝાડ પ્રફુલ્લીત થાય છે. સભ્યતાનું પરિણામ નિરંતર સારૂંજ નીપજે છે, ને તોછડાઇનું હંમ્મેસાં ઠપકાને પાત્ર થાયછે." પછી તેણે દરેક છોકરાને ઇનામ આપ્યું અને પોતાના એક ચાકરને કહ્યું કે "તું પેલા છોકરાના માબાપને જઇને સમજાવકે એ છોકરો મને સ્વાધીન કરે, કારણકે એની સભ્યતાથી મને એમ માલમ પડે છે કે એ વધારે શિખવા માગે છે. માટે જેમ હીરાને સાફસુફ ન કીધો હોય તો તે પાદશાહાના મુગટનું ઘરેણું થઈ પડે નહીં, તેમજ જો કોઈ

છોકરો હુંશિઆર અને સદ્ગુણી હોય તથા સારા કામમાં મશહૂર હોય અને તેને કેળવણી નહીં આપી હોય તો વિદ્યાનું કીરણ તેના અંતઃકરણમાં પ્રકાશે નહીં, જેથી કરીને નાના પ્રકારની વિદ્યા તેનામાં દાખલ થઈશકે નહીં."

હવે પેલા ચાકરને તજવીજ કરતાં એમ માલમ પડ્યું કે તે છોકરાનો બાપ મરી ગયો હતો, અને તેની મા ઘણીજ ઘરડી હતી, અને તેના અંતઃકરણની એવી ઇચ્છા હતી કે "કોઈ પણ સખસ મારી ગરીબ હાલત ઉપર દયા કરીને મારા છોકરાને કંઇ વિદ્યા ભણાવે તો સારૂં." પેલા ચાકરે આ શઘળી હકીકત અમીરને જાહેર કીધી, અને તે ઉપરથી પેલા અમીરે તે બુઢ્ઢી ડોસીને થોડાક પૈસા આપવાનો હુકમ કરી તેને પોતાના મનનો ખરેખરો ખુલાસો જાહેર કરવાને તેને સુચવ્યું. જે તેણીની ધારણા માફકનોજ હોવાથી તેણે ખુશી સાથે પોતાના છોકરાને અમીરને સ્વાધીન કીધો. અમીરે તેને પોતાના મ્હેલમાં રાખ્યો, અને તે હુંશિઆર બન્યો ત્યાંસુધી તેને કેળવણી આપી.

અમીરની ખંતથી તેમજ તેની સ્વાભાવિક બુદ્ધિ અને ઉદ્યોગથી તેનામાં ઘણાજ ઉત્તમ ગુણો આવ્યા, અને તેમાં મુખ્યત્વે કરીને ઘોડે સવાર થવાનો અને લડાઈ સંબંધી કશરતોનો ગુણ તેનામાં સર્વેથી વધારે આવ્યો, જેથી તેના ઉપર દરરોજ અમીરની પ્રીતિ વધતી ગઈ.

તે અમીરને એક ઘણોજ હઠીલો અને બળવાન શત્રુ હતો, અને તે હમેશાં સંતાપ આપ્યા કરતો હતો, અને નજીવા કારણથી લડાઈ ઉત્તપન્ન કર્યાં કરતો હતો. આથી અમીરને હમેસા પોતાની ચોકસીમાં રેહવું પડતું. આ વખતે પેલો એક મ્હોટાં લશ્કરથી બગદાદ જીતવાની તૈયારી કરતો હતો, તેવામાં પેલો અમીર લડાઈના બધાં સાંધનો

અને સિપાઇઓ એકઠા કરવામાં રોકાયો, અને એવો ઠેરાવ કીધોકે એ લશ્કરના શરદાર મારે થવું, પણ પેલો છોકરો કે જેનું નામ દીલાવર હતું તે બોલી ઉઠ્યો "જ્યાં સુધી આ સૂર્યચંદ્ર રેહે ત્યાં સુધી આપ આ દુનિયામાં હયાત રેહો. આપનો બાદશાઈ સૂર્ય હમેશાં પ્રકાશતો રેહો. અને સેવકની એવી ઇચ્છા છેકે, આપ આબાદાનીના તખ્ત ઉ-પર હમેશાં એશ આરામ ભોગવો. ખુદાવન્દ, આવા ન-જીવા દુશમનની સામાં આપને જવું ઠીક નથી, કેમકે તેમ થવાથી આપના માનમાં ઘટાડો થશે. તેથી બંદેનવાઝ, નો-કરની અરજ એવીછે કે એમ બનવું જોઇયે નહીં, અને તે કામની અખતીઆરી આપે સેવકને સોંપવી જોઇયે. જો આપના રાજ્યના તેજથી નોકર ફતેહમંદ થાયતો સેવકની બધી ઇચ્છા પરીપુર્ણ થશે, નહીંતો આ કામમાં સેવકનો જાન આપવાની રજા આપો જેથી સેવક બ્હેસ્તનસીન થાય, અને આ તથા પેલી જહાંનમાં સુખ ભોગવે, કાર-ણકે જે સખ્સ પોતાનો જાન જોખમમાં નાખીને પોતાના ખાવીંદનો જાન બચાવેછે તે કેવો સુખી થાયછે, જે નો-કર પોતાંના શેઠને વાસ્તે પોતાનો જાન અદા કરેછે તેના ઉપર ખુદા કેવો મ્હેરબાન થાયછે તે આપ સેવક કરતાં વધારે સમજોછો." અમીરે તે વાત કબુલ કીધી અને તેને લશ્કર આપી દુસ્મનની સામાં મોકલ્યો. તેણે રણક્ષેત્રમાં બઉ બહાદુરીથી લડાઈ ચલાવી, આખરે તેણે દુસ્મનોને પૂ-રતી હાર ખવડાવી, અને તેનું લશ્કર ધુળધાણી કરી નાખી ખુશ ખબર અને જીતના વાજીંત્રો વજડાવ્યાં. અને ખુશ થતો થતો અમીર પાંસે આવ્યો. તે અમીર અતિશય ખુશ થઇને તેને ભેટ્યો અને રાજ્યમાં ઘણી ઊંચી પદ્દી આપી.

"આ બાબતપરથી સમજવાનું એટલુંછે કે સદગુણ અને

સભ્યતા એ એવી તરેહની સીડીછેકે તેના ઉપર ચઢીને ઘણી ઊંચી પદ્વીના મ્હેલમાં જઈ શકાય, સભ્યતાને રસ્તે મુસાફરી કર્યાથી મ્હોટાઇના મ્હેલમાં પહોંચી શકાયછે, અને સભ્યતાના ગુલાબના ફુલમાંથી મગજ તર થઈ જાય એવી ખુશબો ચોતરફ ફેલાયછે. ઘણાજ વિદ્વાન અને ડાહ્યા પુરૂશો એવું કહી ગયાછેકે જો પોતાના જાતી બાઈ સાથે વ્હેવારમાં ફતેહ પામવું હોયતો સભ્યતાના કાયદા પહેલા શિખવા જોઇએ કે જેથી તેને સંપૂર્ણ આબરૂ મળે, કારણ કે સભ્યતા એ માણસનું સર્વોત્તમ ઘરેણુંછે, જે ગરીબ પુરૂશો પોતાની હલકી સ્થિતીથી બાદશાહના માનીતા થયાછે તેનામાં પણ એવાજ સદગુણો હતા."

અરદેશીરે ઉપર જણાવ્યા પ્રમાણે ઘણાજ ગંભીર ચેહરાએ તથા દ્રઢતાથી કહ્યું, અને તેનીજ સાથે મીનોચેહેરને દસ્તુર જમશીદને ત્યાં મોકલવાનો પોતાનો વિચાર પોતાની મોહરદારને જાહેર કીધો.

શીરીને જો કે તેને મોકલવાને કશી આનાકાની કીધી નહીં, પણ પોતાના ધણીના વિચાર સાથે મળતી થઈ તો પણ તેણીને પોતાના છોકરાથી છૂટા પડવાને લીધે ઘણી દલગીરી લાગી. આ ઉપરથી અરદેશીરે બીજેજ દિવશે જમશેદી નહરોજ હતો તે તકનો લાભ લેઇને દસ્તુર જમશીદને પોતાને ત્યાં જમવા બોલાવ્યો. જમી રહ્યા પછી અહીં તહીંની થોડીક વાતચીત થયા પછી અરદેશીરે પોતાની મોહરદાર શીરીનને ઇસારત કરીને વધુવાત કરતી અટકાવી, ત્યારબાદ અરદેશીરે પોતાની વાત ચલાવી.

અરદેશીર—દસ્તુરજી સાહેબ, સેવક આપને કાંઈ તસ્દી આપવા માગે છે, તે, આશા છે કે મેહેરબાંનીની રાહે શેવકને દરગુઝર કરશો.

**દસ્તુર જમશીદ**—અરે નારે મુરબી શાહેબ, જે હુકમ ફરમાવવો હોય તે ફરમાવો; શેવક હાજર છે.

**અરદેશીર**—(શીરીનને) શીરીન જોની આપનો મીનોચેહેર કાંઈ જમી રહ્યા પછી દેખાતો નથી તે ક્યાં છે?

**શીરીન**—જી, એતો જમી રહ્યા પછી તુરત પાસેના ઓરડામાં જઈને સુઈ ગયો છે.

**અરદેશીર**—ઠીક ત્યારેતો, દસ્તુરજી શાહેબ, મારો વિચાર મારા છોકરા મીનોચેહેરને સુધારવા તથા કેળવણી આપવાનોછે, કારણ કે તે હવે લગભગ નવ વરસનો થવા આવ્યો છે, ને હમણા તેને શિખવાનો વખત છે. હવે એ કામ શાહેબ શિવાએ કોઈ બીજાથી બની શકે તેમ મને લાગતું નથી, માટે આપ જો મેહેરબાંનીની રાહે એને સુધારવાનું તથા શિખવવાનુ માથે લો તો તેનો બદલો આપવાને તો શેવક તદન અશક્ત છે. તોપણ શેવક આપનો જન્મસુધી આભારી————.

**દસ્તુર જમશીદ**—માફ કરજો શાહેબ વચ્ચે બોલવું પડેચ તે. આપના સાહેબજાદાને કેળવણી આપવાને તથા સુધારવાને શેવક દીલોજાનથી મેહેનત કરશે પણ એમાં એક વાત વાંધા ભરેલી છે તે એકે જો આપ મને પોતાના એક દોસ્ત તરીકે એ કામ બજાવવાની રજા આપસો તો તે વધારે સારૂં છે; કારણકે બેઅદબી માફ કરજો સાહેબ, આપના છોકરાને ઘણો લાડકો બનાવી દીધો છે, અને તેની એ ટેવ છોડવવાને તથા શિખવવાને સેવકને કેટલાએક સખ્ત ઉપાયો લેવા પડશે, તે જો આપ શેવકને એના એક શિક્ષક તરીકે ગણશો તો મારાથી તેમ કદી બનસે નહીં, પણ જો આપ મને એક તમારા પોતાના દીલોજાન દોસ્ત તરીકે ગણશો તો તે વાત બનશે એમ હું ધારૂંછું.

**અરદેશીર**—જ્યારે શાહેબની એમજ મરજી છે તો સેવકને તે કબુલ કરવાની ફરજ પડે છે; પણ દસ્તુરજી શાહેબ યાદ રાખજો કે હું એ તમારો ઉપકાર જન્મ સુધી ભુલીશ નહીં.

**દસ્તુર જમશીદ**—અરે! મુરબી શાહેબ, એમાં ઉપકાર શાનો; આવતી કાલે બેલાસક આપના શાહેબજાદાને સેવકની ઝુંપડીપર મોકલાવજો.

**અરદેશીર**—દસ્તુરજી શાહેબ, હમે તમારી આગલ ઘણા શરમીંદા છઇએ, પણ આવતી કાલે જરૂર મીનોચેહરને આપના મકાનપર મોકલશું.

**શીરીન**—દસ્તુરજી શાહેબ, જરા એને મારફાડ કરશોના, કારણકે તમોએ હમણા કહ્યું કે એની સાથે જરા સખ્ત રીતે ચાલવું પડશે; તેથી મને ફીકર લાગેચ, કારણકે મારો છોકરો નાજુક છે, એને સમજાવી પટાવીને કામ લેજો.

**દસ્તુર જમશીદ**—એઅદબી માફ કરજો, પણ એમજ તમોએ એને લાડકો બનાવી દીધોછે. તમો બેફીકર રહેજો, હું એને કદી પણ આંગળી અડકાડીશ નહીં, પણ મારા પોતાના ફરઝંદ તરીકે ગણીશ. ફકત ધાકથીજ હું કામ લઇશ, માટે તમારે કશી ફીકર કરવી નહી, હું કદી કોઇને મારતો નથી, ધાકથીજ કામ રાખુંછું અરદેશીર તથા શીરીન (સાથે બોલી ઉઠ્યા) ઘણી મેહેરબાંની દસ્તુરજી શાહેબ.

**દસ્તુર જમસીદ**—વારૂ ત્યારે, શેઠ સાહેબ હવે રજા આપશોકે? વાતમાંને વાતમાં એક વાગો, માટે હવે તો રજા આપો. (શીરીન તરફ) બાઈ સાહેબ હવે રજા આપશો?

**અરદેશીર તથા શીરીન**—(સાથે) માફ કરજો દસ્તુરજી સાહેબ, હમે તમારાં ઘણાં આભારી થયાં છેયે.

**દસ્તુર જમશીદ**—અરે નારે સાહેબ, એમ શું બોલોચ,

તમે તો મારા મેહેરબાન છો; શાહેબ મેહેરબાંન (દસ્તુરજી જાયછે.)

હમણા રાતના એક વાગી ગયો હતો, તેથી અરદેશીર તથા શીરીન ઝાઝી વાતન ન કરતાં થોડા વખતમાં સુઈ ગયાં સવારના આસરે સાતેક વાગે મીનોચેહેર ઉઠયો અને જોયું કે પોતાના માબાપ સુતેલાં છે તેથી વેહલો વેહલો ઉઠીને તેઓને શી તરેહ ચોંકાવીને ઉઠાડવા તે વિશે વિચાર કરતો હતો તેટલામાં ઘડીયાળમાં સાત વાગા તે સાંભળીને ખુરશીપર ચહડયો અને એવો વિચાર કીધો કે "તદબીર કરી ઘડીયાળ જોરથી વગાડવું, કે તેથી તેઓ ચોંકીને ઉઠે." એવા વિચારથી તેણે ઘડીઆળની કુંચી લઈને ફેરવી, પણ તે જાણતો નહતો કે કુંચી શી રીતે આપવી. કુંચી જ્યારે અટકી ત્યારે તે વધારે જોરથી ફેરવવા ગયો તેટલામાં ઘડીઆળની કમાન ખુબ જોરથી ટુટી ગઈ અને તેથી તેના હાથમાંની કુંચી ઉડી ગઈ અને તેની આંગળીને જરા ઇજા થઈ ને તે ગભરાટમાંને ગભરાટમાં તેના હાથના આંચકા સહિત ઘડીઆળ નીચે ટુટી પડયું અને ટુકેડે ટુકડા થઈગયા. હવે ઘડીઆળના પડવાના અવાજથી અરદેશીર તથા શીરીન જાગી ઉઠયાં, અને જુવેછે. તો મીનોચેહેર ખુરશી પરથી ન્હાસી ગયો. ત્યાર પછી શીરીન અને અરદેશીર ઉઠીને ઘડીઆળ જ્યાં પડયું હતું ત્યાં ગયા અને જુએછે તો ઘડીઆળ જે તેઓનું ૨૦૦ દીનારનું ખરીદેલું હતું તેના કકડે કકડા થઈ ગયા. તેઓ તે જુએછે તેટલામાં મીનોચેહેર ત્યાં પાછો આવ્યો, ને કહેવા લાગ્યો કે "કેવા મેં તમને ઉઠાડયા, નહિતો તમો લોકતો બપોર સુધી ઉંઘ્યા કરત" આ ઉપરથી અરદેશીરનો મિજાજ તપી ગયો, અને તે આજે તો જરૂર મીનોચેહેરને મારી બેસ્તે; તેટલામાં તેને યાદ

આવ્યું કે "આજે તો એને દસ્તુર જમશીદને ત્યાં મોકલ- વાનો છે, તે જો કાંઈ વળી બાહનું જડશે તો રહી જશે" તેથી બચારો અખાડા કરી ગયો. ત્યારબાદ નાસ્તો કીધા પછી મીનોચેહેરને દસ્તુર જમશીદ કે જેનું ઘર અરદેશીરના પોતાના ઘરથી આસરે બે માઇલ દુર હતું ત્યાં મોકલવાની તૈયારી કીધી, અને આસરે એક કલાકમાં તેને ગાડીમાં બેસાડીને વિદાય કીધો.

---

# પ્રકરણ ૪ થું.

## મીનોચેહેરનું દસ્તુર જમશીદને ત્યાં આવવું અને તેઓ વચ્ચેની વાતચીત.

થોડા વખતમાં મીનોચેહેર દસ્તુર જમશીદના ઘર આ- ગળ આવી પ્હોચ્યો. ત્યાં તેને દસ્તુર જમસીદ તથા શોરાબ મળ્યો. ત્યાર પછી દસ્તુર જમશીદે મીનોચેહેર તથા શોરાબની સાથે નાસ્તો કીધો, અને પછી બન્ને જણાઓને પોતાની વાડીમાં લઈ ગયો, જ્યાં દસ્તુરજીએ પોતે હાથમાં પાવડો લીધો અને શોરાબને ચાંચવો આપી બન્ને જણાઓ આ તુરતાથી કામ કરવા મંડી ગયા. કામ કરતાં કરતાં દસ્તુર જમશીદે મીનોચેહરને કહ્યું કે દરેક જણ જે અનાજ ખા- યછે તે મેળવવાને આપણે મેહેનત કરવી જોઇએ અને તેટલાજ વાસ્તે હું તથા શોરાબ દરરોજ હમારૂં કામ કરીએ છીએ. આ મારો જમીનનો કડકો છે, અને પેલો શોરાબ- નો છે. જે ઘણી મેહેનત કરશે તે સારાં ફળ ચાખસે. જો મીનોચેહેર તારીબી મરજી હમારી સાથે કામ કરવાને સા- મેલ થવાની હોય તો હું તુને એક જુદો જમીનનો કડકો કહાડી આપું જે તારો પોતાનો થશે, ને તેની પેદાશ પણ તુંજ લેજે.

**મીનોચેહેર**—(જરા ગુસ્સામાં) હું એક ગ્રહસ્થછું, તેથી એકુતના છોકરાની પેઠે કદી મારાથી વ્હેતરૂં થાય નહિ.

**દસ્તુર જમશીદ**—(જરા મશ્કરીમાં) ગ્રહસ્થ સાહેબ,જેવી આપ સાહેબની મરજી; પણ હું તથા શોરાબ મ્હેનતુ વર્ગ કરતાં કંઈ ઊંચા નથી, માટે હમો તો હમારૂં કામ કર્યા જઇશું.

આસરે એ કલાક પછી દસ્તુર જમશીદ શોરાબને કહેવા લાગ્યો કે "હવે આપણો વખત પૂરો થયો, માટે ચાલો આપણે આપણી બંગલીમાં જઇને બેસીએ." શોરાબે તુરત પોતાનું કામ બંધ કીધું, અને તેઓ બન્ને જણાઓ બંગલીમાં આવી પોંહચ્યા, જ્યાં તેઓની પાછળ પાછળ મીનોચેહેર પણ આવતો હતો. બંગલીમાં પોંહચ્યા પછી દસ્તુર જમશીદ એક રેકાબીમાં સારી પાકી દ્રાક્ષો લાવ્યો, અને પોતે તથા શોરાબે વ્હેંચી ખાધી. મીનોચેહેર જે તેઓની પાછળ હતો અને ધારતો હતો કે તેને પણ દ્રાક્ષ મળશે; પણ જ્યારે તેને મળી નહીં ત્યારે એકદમ ગુસ્સામાં આવી ગયો, અને ડુસકાં ખાઇને મ્હોટે સાદે રડવા લાગ્યો. આ સાંભળીને દસ્તુર જમશીદ થંડે પેટે બોલ્યો "સું છે?" આનો જવાબ મીનોચેહેરથી ગુસ્સો અપાયો નહિ, પણ તે ઘણો ચીડાયો, ત્યારે દસ્તુર જમશીદ બોલ્યો "સાહેબ, જો તમારે હમને જવાબ નહીં આપવો હોય તો બેલાસક મુગા મુગા બેસી રહો, અહીંઆં કોઇને કાંઈ બોલવાની ફરજ પાડવામાં આવતી નથી." આ સાંભળી મીનોચેહેરને એટલો તો ગુસ્સો આવ્યો કે તે તે દબાવી ન શક્યો, અને ગુસ્સામાં ને ગુસ્સામાંજ તે બંગલી છોડીને બાગમાં આમ તેમ ભટકવા લાગ્યો; અને જેમ જેમ વખત જતો તેમ તેમ તે વધારે ને વધારે ચીડાતો, કારણકે તેના મનમાં એવું આ-

વતું કે "આજે હું ખુશીમાં છું કે નહીં, તેની તો કોઈ દ-રકારજ કરતું નથી" જ્યારે દ્રાક્ષ દસ્તુર જમશીદ તથા શોરાબ ખાઈ રહ્યા; ત્યારે શોરાબે દસ્તુરજમશીદને કહ્યું "સાહેબ, બાગમાં જ્યારે આપણે કામ કરતા હતાં ત્યારે હું જે વાંચુ તે સાંભળવાને આપે મને વચન આપ્યુ હતું; માટે આપની જો મરજી હોય તો એક વાત છે તે હું વાંચી સંભળાઉં.

**દસ્તુર જમશીદ**—મારા વાહલા બેટા હું ઘણી ખુશી સાથે સાંભળવાને તૈયાર છું, પણ વાંચવા અગાઉ મારી આટલી શિખામણ ધ્યાનમાં રાખજે, તે એકે ધીમેથી અને સ્પષ્ટ રીતે વાંચવું અને વચ્ચે નકામા નકામા આંચકા ખાવા નહીં, તેમજ એવી રીતે વાંચવું કે જેથી સામા માણસના મનને ખાતરી થાય કે જે તું વાંચેછે તે તું સમજી શકેછે.

**શોરાબ**—ઠીકછે સાહેબ, એ વાત હું જરૂર ધ્યાનમાં રાખીશ. એમ કહીને ચોપડી લઇને નીચે મુજબની વારતા વાંચે છે:—

પ્રાચિનકાળમાં શેહેરિઆદ નામનો એક તત્વજ્ઞાની હતો તે એવું લખી ગયોછે કે ઇટલી દેશના કોઈ એક પ્રાંતના લોકો બેહેરામ નામના એક ખેડુતના ખેતરની અતી ઘણી સોભા અને ફળદ્રૂપતા જોઇને ઘણાજ ચકિત થયા. તે વખતે એક ખેડુતનો છોકરો તે ખેતર ઘણું રળીઆમનું જોઇને પોતાના બાપને કહેછે "બાવા આપણાં સઘળાના ખેતર આવાં છોછાં અને આ બેહેરામનું ખેતર આટલુંબધું અનાજથી ભરપૂર દેખાય છે તેનું શું કારણ હશે વારૂ ? મને તો લાગેછે કે કાંઈ જાદુઇ ઈલિમ વગર બીજું કઈપણ કારણ હોવું ન જોઇએ કેમ બાપા તમે પણ એમજ ધા-

રોછો કની? ” તેના બાપે જવાબ આપ્યો કે “હા મનેબી એમજ દીસેછે” એ અરશામાં ગામડાંના કેટલાક ખેડુત લોકે તેની ઉપર જાદુગરનું તોહોમત મૂકીને તેને કોરટમાં ઘસડાવ્યો. પછી ન્યાયાધીસે ખેડેરામને પૂછ્યુ કે “તારા ઉપર જાદુગરનું તોહોમત લાગુ પડેછે; માટે તારે તારા બચાવમાં કાંઈ કેહવું છે?” આ સાંભળતાંવારને ખેડેરામે પોતાની બળવાન છોકરી અને ખેતીવાડીના સઘળા પોતાના ઓજારો તથા ઢોરો કોરટમાં રજુ કરી માત્ર એટલુંજ કહ્યું કે “ આ મારી છોકરી કે જે મારા ખેતરમાં નકામાં ઝાંખરાં ઉગેછે તે કાઢી નાખેછે, અમારાં હથીઆરો જુઓ કે કેટલી સારી સ્થિતિમાં છે, અને આ હમારાં ઢોર કેટલાં પુષ્ટ છે. મારાં ખેતરની બ્યવસ્થા કરવાને આ મારાં જાદુના સાહિત્ય છે. જો મારા પડોસીઓ એજ મુજબ કરે તો તેટલોજ પાક તેઓના ખેતરમાંથી ઉતરે.” ન્યાયાધીશ આ સાંભળીને ઘણોજ ખુશ થઈ ગયો, અને તેના ઉદ્યોગનાં વખાણ કરીને તેને છોડી દીધો. આ ઉપરથી પેલા સઘળા ખેડુતોની ખાતરી થઈ કે ઉદ્યોગ સમાન બીજું કાંઈ નથી; અને પોતાની સુસ્તીને લીધે શરમના માર્યા મુગા મુગા કોરટમાંથી ચાલ્યા ગયા.

આ વાત વાંચી રહ્યા પછી દસ્તુર જમશીદે શોરાબને કહ્યું “સાબાસ બેટા તે ઘણું સારી રીતે વાંચ્યું. વારૂ, ચાલો આપણે જરા ફરીએ.” શોરાબે કહ્યું ચાલો સાહેબ હુંતો તૈયારછું. આ ઉપરથી તેઓ બન્ને જણાઓ ખેતરમાં આમ તેમ ફરવા લાગ્યા, ફરતાં ફરતાં દસ્તુર જમશીદે તેને કેટલાક છોડવાઓની જાત, ગુણ અને નામ ધ્યાનમાં રાખવાનું કહ્યું. ત્યારપછી ફરતાં ફરતાં શોરાબની નજર એક વાડના ઉપર જાંબુડા રંગના ફળ તથા ડીંડવાં થયાં હતાં તે ઉપર

પડી, તેથી તેમાંના થોડા તોડીને દસ્તુર જમશીદ પાસે લાવ્યો; અને કહ્યું કે "સાહેબ, આ ખવાય કે નહીં!"

**દસ્તુર જમશીદ**—સારૂં થયું શોરાબ કે તું એ મોંમાં મૂક્યા પેહેલાં મને પૂછવા આવ્યો. જો તેંતે ખાધાં હોતતો તેથી તારા પેટમાં ને માથામાં અતી ઘણું દરદ થતે, અને કદાચ તેથી તું મરી પણ જતે; કારણકે એ એક ઝેરી છોડવો છે, એનું નામ ભોંયરીંગણી છે, એ ખાધાથી ઘણાંક માણસોના મોત નીપજ્યાં છે.

**શોરાબ**—સાહેબ, કોઇપણ ચીજ કેવી છે તે જાણ્યા પેહલાં હું તે કદી ખાતો નથી, અને હું આશા રાખુંછું કે તમો સાહેબ મને આ પ્રમાણે શિખવ્યા કરશો તો થોડા વખતમાં બધા છોડવા જે આપણા દેશમાં ઉગે છે તેના નામ તથા ગુણો જાણીશ.

હવે ઘણો વખત થઈ ગયો હતો તેથી તેઓ ઘર તરફ જવા સારૂં પાછા ફરવા લાગા, તેવામાં શોરાબની નજર એક સમડી ઉપર પડી કે જેના પંજામાં કાંઈ હોય એવું લાગતું હતું, અને તેને પીખી નાખતી હતી. શોરાબે જાણ્યું કે એ પક્ષી શિકારી છે માટે તે જ્યાં બેઠું હતું ત્યાં જેમ બન્યું તેમ મ્હોટે સાદે ચીસ પાડતો પાડતો દોડતો ગયો. પેલાં પક્ષીએ પોતાનો શિકાર પડતો મુક્યો અને ઉડી ગયું. શોરાબ ત્યાં જઇને જુવે છે તો પીખી નાખ્યું હતું તેતો તેને એક મરઘીનું બચ્ચું માલમ પડ્યું તે બીચારૂં ઘણું સખત ઘાયલ થયું હતું પણ હજી લગી જીવતું હતું, તેને હાથમાં લઇને શોરાબ દસ્તુર જમશીદ આગલ આવ્યો અને કહ્યું "જુવો સાહેબ પેલા ઘાતકી પ્રાણીએ આ બિચારાં મરઘીના બચ્ચાંને મરણ તોલ કરી મૂક્યું છે, જુવો એના શરીરમાંથી કેટલું બધું લોહી નીકલેછે? જુવો સાહેબ

એ બિચારાંએ પોતાનું માથું કેવું નાખી દીધું છે? હું એને આપણે ઘર લઈ જઈશ, અને જ્યાંસુધી એ બિચારૂં બરાબર ફરતું હરતું થશે ત્યાંસુધી એને દરરોજ હું મારાં ખાનામાંથી ભાગ આપીશ.

જેવા ઘેર આવી પોંહચ્યા કે તરતજ શોરાબે પેહલું કામ એ કીધું કે પેલાં ઘાયલ થયલાં મરઘીના બચ્ચાંને ટોપલીમાં મૂક્યું અને તેમાં થોડુંક ઝીનુ ઘાસ પાથર્યું; ત્યારપછી તેણે તે ટોપલીમાં થોડાક ચોખાના દાણા નાખ્યા, અને વાસણમાં થોડું પાણી મુક્યું, ત્યાર પછી તે દસ્તુર જમશીદ શાથે જમવા ગયો, તે દરમ્યાન મીનોચેહેર જેણે આખો દહાડો આમ તેમ ભટકીને કાહડ્યો હતો તે અંદર આવ્યો, અને ઘણોજ ભુખ્યો હતો તેથી ટેબલપર બધાની સાથે જમવા બેસવા જતો હતો તેવામાં દસ્તુર જમશીદે તેને કહ્યું "ખબરદાર! આપતો ગ્રહસ્થ આદમી તેથી આપથીતો કાંમ થાય નહીં, માટે હમો કંઈ એવા આદમી નથી, તેથી અમારી મેહનતનું પેદા કરેલું તમારા જેવા આળસુને આપવાને ઈચ્છતા નથી." આ ઉપરથી મીનોચેહેર છાતીફાટ રડતો રડતો એક ખુણામાં જઈને બેઠો, અને જ્યારે તેને માલમ પડ્યું કે "મારીતો કોઈજ કશી તરેહની દરકાર કરતું નથી" ત્યારે તો તે ખૂબજ ચીડાયો. આ શોરાબથી સાંખી શકાયું નહીં તેથી તેણે ઉઠીને દસ્તુર જમશીદને કહ્યું કે "સાહેબ, સેવકની એક અરજછે." દસ્તુરે પૂછ્યું, "શુંછે?" તેણે જવાબ દીધો "સાહેબ, હું મારા ખાનાનો મારી મરજીમાં આવે તે ઉપયોગ કરૂં?"

**દસ્તુર જમશીદ**—બેલાશક, બેટા તારે ગમે તેમ કર મને કશી તેમાં હરકત નથી.

**શોરાબ**—ત્યારેતો હું મારૂં ખાનુ બિચારા મીનોચેહેરને

આપું તો ઠીક કેમકે એ બિચારાને મારા કરતાં વધારે જરૂર છે. એમ કહીને તેણે મીનોચેહેર જે ખુણામાં બેઠો બેઠો રડતો હતો ત્યાં આગળ જઇને પોતાનું ખાનું તેને આપ્યું, તે લેઇને પેલા મીનોચેહેરે નીચી મૂકીએ ડબોડબ પોતાના મોહોડામાં મૂકવા માડ્યું. આ ઉપરથી દસ્તુર જમશીદ મ્હોટે સાદે બોલી ઉઠ્યો "વાહવા હવે મને સમજ પડી કે ગ્રહસ્થ આદમી મહેનત ન કરે પણ બિચારા જેઓ અતીઘણી મેહનત કરીને પેદા કરે તેનું નીચી મૂડીએ ખાવાને જરાપણ શરમાય નહીં." આ સાંભળીને મીનોચેહેર વધારે ને વધારે રડવા લાગ્યો. આ ઉપરથી દસ્તુર જમશીદે પછી તેને વધારે છેડ્યો નહીં, પણ શોરાબને કહ્યું કે "ખાઈ રહીને એને માટે પાસેના ઓરડામાં બિછાનું તૈયાર કરાવ્યું છે, ત્યાં તું તારી તરફથી સુવા કહેજે." આ મુજબ શોરાબે તેને પાસેના ઓરડામાં લઈ જઇને સુવા કહ્યું. મીનોચેહેર જે આખો દહાડો ફરી ફરીને થાકો લોથ થઈ ગયો હતો તે તુરત સુઈ ગયો. શોરાબ પણ પછી પોતાની જગાપર સુઈ ગયો. સવારમાં દસ્તુર જમશીદ તથા શોરાબ હમ્મેસની માફક પોતાનુ કામ કરવા પોતાની જગ્યાપર ગયા. તેઓએ ભાગ્યેજ કામ શરૂ કીધું હશે તેવામાં મીનોચેહેર ત્યાં આવી પ્હોચ્યો, અને આગલા દિવસનો ચેતી ગયો હતો કે આપણી બેરાઈ કંઈ અહીઆં ચાલે તેમ નથી, અહીંઆં કંઈ હાડકાં ભાગી ખાવાંનું નથી, હાથ હાલસે તો મો ખાશે. એવું વિચારી શોરાબના કાનમાં કહ્યું કે "તું મને પણ આજ કંઈ ચાંચવો પાવડો અપાવ, નહીંતો મારા કાલના જેવા હાલ થશે." શોરાબે (ભાઈ ઠીક ઠેકાણે આવ્યા છે એમ મનમાં સમજી) જવાબ દીધો કે "ઠીક છે તું પેહલાં દસ્તુરજી આગળ જઇને કાલાવાલા કર હું પણ તે-

મને કહીશ." એ ઉપરથી મીનોચેહેરે દસ્તુરજીના કાલાવાલા કર્યા કે "મને પણ ચાંચવો આપો" તે વખતે સોરાબે પણ તે વાત ઉપાડી લઈ આપવાનું ઠરાવ્યું. પણ ભાઈએ કોઈ દિવસ ઝાલ્યો શાને હોય, તેથી છટકી જતો અને કોઈ વખત પગમાં વાગતો. આ ઉપરથી દસ્તુર જમશીદે તે કેમ પકડવો તે બરાબર બતાવ્યું, જેથી કરીને તે થોડાક વખતમાં ઘણો હુંશિઆર થયો, અને પછી આતુરતાથી કામ કરવા લાગ્યો, જ્યારે કામ પૂરૂં થયું ત્યારે દસ્તુર જમશીદ મીનોચેહેર તથા શોરાબને સાથે લઈને પોતાની બંગલીમાં ગયો, જ્યાં ગઈ કાલની માફક વળી એક રકાબી ભરીને દરાખ લાવ્યો જે આજેતો ત્રણે જણે વેહચી ખાધી. મીનોચેહેરને દરાખતો એવી લેહેજતદાર લાગી તે તેણે કહ્યું કે "મારા જનમમાં એવી દરાખ મેં કદી ચાખી નથી." આ ઉપરથી દસ્તુર જમશીદે કહ્યું કે "મીનોચેહેર, એ દરાખ તુને સાથી સ્વાદીષ્ટ લાગે છે તેનું કારણ તું કાંઈ જાણે છે? "આજે હવામાં તું ફર્યો તથા કસરત કીધી તેથીજ હો." જ્યારે તેઓ સઘળી દરાખ ખાઈ રહ્યા ત્યારે દસ્તુર જમશીદે એક ચોપડી લઈને તેમાંથી એક વાત કાઢીને મીનોચેહેરને કહ્યું કે આ વાત તું હમના વાંચી શમજાવશે? મીનોચેહેર લગાર સરમાઈને બોલ્યો "મને વાંચતાં બીલકુલ આવડતું નથી."

**દસ્તુર જમશીદ**—હું ઘણો દલગીર છું કે તુને વાંચતાં આવડતું નથી; કારણ કે એમાં તું એક મ્હોટી મજાહ ખોયછે. વારૂં કંઈ ફીકર નહીં, શોરાબ તુને એ વાત વાંચી શમજાવશે. એમ કહીને શોરાબના હાથમાં ચોપડી આપીને વાત બતલાવી. શોરાબે તે ચોપડી લઈને નીચે મુજબની વાત વાંચી.

# પ્રકરણ ૫ મું.

## એક શ્રીમંત પુરૂષ તથા વાંસફોડો.

કોઇએક શેહેરમાં એક ઘણો પૈસાદાર માણસ રેહેતો હતો, કે જે પોતાનો વખત ખાવાપીવા તથા મોજમઝામાં ગુજારતો હતો. તેની ખીદમતમાં ઘણા નોકરો હતા. તે કદી સાચું તો બોલતોજ નહીં, અને સારી વાત સાંભળતોજ નહીં; તેથી કરીને તે ઘણો અભિમાની, મગરૂર, તોછડો, અને તરંગી થયો. તે હમેસાં પોતાના મનથી એવુંજ ધારતો હતો કે "મને પોતાને આખી દુનિયામાં રાજ ચલાવવાનો તથા હુકમત કરવાનો હક છે, અને ગરીબો તો મારા તાબેદાર નોકરો તરીકેજ ગણાવવા જોઇએ." હવે આ પૈસાદાર માણસની પડોસમાં એક પ્રમાણિક, ઉદયોગી અને ભલો વાંસફોડો રેહેતો હતો, કે જે પોતાનું ગુજરાંણ તેના ઘરની આસપાસ એક જાતના તરસાડાના ઝાડ હતાં તેની ટોપલીઓ બનાવીને ચલાવતો હતો. તે બિચારો સવારથી તે છેક રાત સુધી કાંમ કરતો હતો ત્યારે તેને સુકું પાકુ નાન કે જાડા ચોખા એ સિવાય બીજું કસું ખાવાનું મળી શકતું નોહોતું. તેને સુવાને સારૂં તળાઈ ગોદડાં તો હોયજ ક્યાંથી? બિચારો ટોપલી ગુંથતાં જે છાલ વધતી તેના ઉપરજ તે સુતો, અને તેના ઉપર તેને ઘસઘસાત ઊંઘ આવતી. તે હમ્મેસાં ઘણો આનંદી તથા સંતોષી માલમ પડતો હતો, કારણ કે તે આખો દહાડો એટલી મેહનત કરતો કે તેને લીધે તેને કકડીને ભુખ લાગતી, તેથી ગમે તેવું સુકું અથવા હલકું ખાવાનું તે ખાતો, તે છતાં તે તેને ઘણું સ્વાદિષ્ટ લાગતું. એ ઉપરાંત તે ઘણો ભલો અને સદગુણી માણસ હતો, પોતાના ધંધામાં પણ તે પ્રમાણિક પણે વર્તતો હતો,

અને સાચું બોલવાની તેને ટેવ પડી હતી; તે કારણને લીધે તેના પડોસીઓ તેને માનની સાથે ઘણાં ચ્હાતાં હતાં.

આથી ઉલટું પેલો પૈસાદાર માણસ જોકે નરમમાં નરમ બિછાનાપર સુતો હતો તોપણ નિદ્રાદેવી તેના ઉપર કુર્બાન થતી ન્હોતી, કારણ કે તે સઘળો વખત આળસમાં કાઢતો હતો, અને જોકે સૌથી સરસમાં સરસ ખાણું તેની આગળ મૂકવામાં આવતું તે છતાં તે તેને સ્વાદિષ્ટ લાગતું નહીં, કારણકે તે કદી ખુલ્લી હવામાં ફરતો નહીં, અથવાતો બીલકુલ કસરત કરતો નહીં. એ ઉપરાંત તે ઘણો આળસુ તથા ખાધરો હતો, તેથી હમ્મેસાં માંદોને માંદો ચાલ્યા કરતો હતો. તેણે કોઇનું ભલું કરવાનેતો સોગંદજ ખાધેલા, એટલે તેને દોસ્તદારો તો હોએજ સેના! ખરૂં પુછો તો તેના પોતાના નોકરો તેની પાછળ તેનુ બુરૂં બોલતા, અને તેના સઘળા પાડોસીઓ તેને ધિક્કારતાં. આ કારણને લીધે તે ઘણો ચીડીઓ, દલગીર, અને દુઃખી રહેતો; અને જો તે પોતાના કરતાં બીજા કોઇને વધારે આનંદી જોતો તો તેની અદેખાઈ કરતો.

જ્યારે જ્યારે તે પોતાની ગાડીમાં ફરવા જતો ત્યારે તે પેલા વાંસફોડાના ઘરની પાસેથી જતો. કે જે વાંસફોડો પોતાના બારણા આગળ બેઠો બેઠો ગાતો અને ટોપલીઓ બનાવતો. આ જોઇ તે પૈસાદાર માણસને ઘણી અદેખાઈ આવતી તે બોલતો કે "શું એક કંગાળ નીચ કુલનો ગામડીઓ જે પોતાનું ગુજરાન ફક્ત રેશામાંથી ટોપલીઓ ગુંથીને કરેછે તે હમ્મેશાં સુખી રહે, અને હું એક ગ્રહસ્થ, મારી પાસે પુષ્કળ દોલત તથા સત્તા છતાં હમ્મેસાં દલગીર અને અસંતોષી ?" આવા આવા તરંગો તેના મનમાં વારેઘડીએ આવ્યા કરતા, અને તેથી તે પે-

લા ગરીબ આદમીને ઘણા તિરસ્કારથી જોતો. તેને પોતાનો ગુસ્સો (પછી તે ગમે તેટલો ગેરવાજબી હોય તે છતાં) કદી દબાવવાની ટેવ નહતી, અને તે કારણને લીધે તે વાંસફોડો કે જે પોતાના કરતાં વધારે સુખી હતો તેને સજા કરવાનો ઠરાવ કીધો. આવા પાપી વિચારથી તેણે પોતાના ચાકરોને (કે જેઓની કદી પણ તેની સામા થવાની હિમ્મત ચાલતી નહતી) તે વાંસફોડાના ઘરની આસપાસ જે ઝાડ ઉગેલાં હતાં, અને જેમાંથી તે ટોપલીઓ બનાવીને તે સુકું પાકું પેદા કરી ખાતો હતો તે સળગાવી દેવાનો હુકમ આપ્યો. ચાકરો કે જેઓને માલમ હતું કે આ કામ ઘણુંજ ગેરવાજબી થાયછે, છતાં તેઓને તેના હુકમને તાબે થવાની ફરજ પડી. ઉનાળાના દિવસ હોવાને લીધે આગે તુરત સઘળાં ઝાડો બાળી ખાખ કરી નાખ્યાં એટલુંજ નહિ પણ બચારા વાંસફોડાનું ઝુંપડું પણ જોત જોતામાં ખાખ થઇ ગયું, અને તે બાપડાને લંગોટી ભર પોતાની જીંદગી બચાવવા સારૂ ઘરમાંથી બાહર નીકળવું પડ્યું. તે બિચારો ગરીબ વાંસફોડો કે જેની જીંદગીનો સઘળો આધાર તેના ઘરની આસપાસ જે ઝાડો ઉગેલાં હતાં તેના ઉપરજ હતો, અને તેની સઘળી દોલતમાં ફક્ત એક ઝુંપડુંજ હતું તે જ્યારે તેના પૈસાદાર પડોસીએ બાળી નાખ્યું ત્યારે તે બાપડાને કેટલું દુઃખ થયું હશે? બીજે દહાડે તે બિચારો વાંસફોડો તે શેહેરના હાકેમ પાસે ગયો અને ત્યાં પોકેપોક રડીને તેણે પોતાનો દલગીરી ભરેલો હેવાલ જાહેર કીધો. હાકેમ જે ઘણો ભલો અને પ્રમાણિક હતો તેણે તુરતજ તે પૈસાદાર માણસને બોલાવી મંગાવ્યો, અને પુછપરછ કીધા ઉપરથી જ્યારે તેને માલમ પડ્યું કે તેના ઉપર જે ગુન્હો મુકવામાં આવેછે તે બાબત તેનાથી ઈન-

કાર જવાતી નથી, ત્યારે તેણે તે વાંસફોડાને નીચે મુજબ કહ્યું.

"આ અહંકારી તથા પાપી માણસે પોતાની દોલતથી ફુલાઈ જઈને પોતાના ગરીબ પડોસી તરફના ધિક્કારને લીધે આ જે અઘોર પાપ કીધુંછે તેટલાં માટે હું તેને શિક્ષા કરવાની ઇચ્છા રાખુંછું, એટલુંજ નહીં પણ તે હરેક જણને કેવો નકામો તથા દુનીઆમાં તે કેટલો ધિક્કારવા લાયક પ્રાણી છે તે પણ તેને શીખવવાને ઇચ્છુંછું; પણ આ કારણને માટે મારે તારી એક કબુલાતની જરૂર છે તે એકે મેં એક યુક્તી રચીછે કે તમને બન્ને જણને એક ચોકસ જગા પર મોકલવા, માટે જો તારી તેમ કરવાની મરજી હોય તો તું મને કબુલાત આપ. આ ઉપરથી તે વાંસફોડાએ જવાબ દીધો કે "ગરીબનવાજ મારી પાસે કંઈ ઝાઝી પુંજી તો નહોતી, લેકીન હાલમાં તો હું તદનજ પાયમાલ થઈ ગયોછું, અને તે એટલે લગીન કે હું હવે જ્યારે ભુખ્યો થઇશ ત્યારે એક કકડો નાન પણ મેળવવાંને મારી પાસે દુનીઆમાં કાંહાંબી સાધન રહ્યું નથી તેટલા માટે સાહેબ મને જ્યાં મોકલવા માગશો ત્યાં જવાને હું હાજર છું"

આ ઉપરથી તે હાકેમે તે બન્ને જણાને એક દુર દેશ કે જ્યાં જંગલી લોકો ઝુંપડામાં વસતાં હતાં અને પોતાનું ગુજરાન મચ્છી મારીને કરતાં હતા ત્યાં તે બન્નેને મોકલવાનો હુકમ દીધો. આ હુકમ મુજબ તે બન્નેને એક વહાણમાં બેસાડીને તે દેશ મોકલવા સારૂ ચહડાવ્યા, અને જેવા તેઓ તે દેશના કિનારા પર આવી પોહચ્યા કે તેઓની આસપાસ જંગલી આદમીઓનાં ટોળેટોળાં થઈ ગયાં તે પૈસાદાર માણસ આપ્રમાણે જંગલી માણસો કે જેઓની ભાષા પણ તે સમજતો નહતો તેઓનું ટોળું

જોઈને ગભરાયો, અને દયા ઉપજાવે એવી રીતે પોકે પોક રડવા લાગ્યો. પણ એથી ઉલટું પેલો વાંસફોડો કે જેને પોતાના જનમથીજ મુશીબતો ખમવાની ટેવ પડી હતી તેણે તે જંગલી આદમીઓને ઈશારતથી સમજાવ્યું કે હુંતો તમારો મિત્ર છું, તેમજ તમારો નોકર પણ છું અને તમો જે કેહશો તે મુજબ કરવાને તૈયાર છું. આ ઉપરથી પેલા જંગલીઓએ ઈસારતથી સમજાવીઊં કે હમો તમને કસી ઈજા કરનાર નથી, પણ માછલી પકડવામાં અને જંગલમાંથી લાકડાં લાવવાનું કામ સોંપીસું. એમ જણાવીને તેઓ તે બન્ને જણાઓને જંગલમાં લઈ ગયા, ત્યાં તેઓએ તેમને કેટલીક લાકડાંના ગાંઠો ઊંચકીને પોતાના મકાન પર લાવવાને ફરમાવ્યું. આ ઉપરથો તે બન્ને જણાઓ કામે વળગ્યા, અને પેલો ગરીબ વાંસફોડો જે અસલથી મજબુત બાંધાનો મ્હેનતુ તથા ચંચળ હતો તેણે તો પોતાના ભાગનું કામ એક સપાટામાં પુરૂં કીધું, પણ પેલો પૈસાદાર માણસ કે જે ઘણો આળસુ અને નાજુક હતો તેણે તો તેટલા વખતમાં ભાગ્યે તેનાથી ચોથે હિસ્સે કામ કીધું હોય. આ સઘળું પેલા જંગલી લોકો જોયા કરતા, અને તે ઉપરથી તેઓ એવું ધારતા કે વાંસફોડો આપણને વધારે ઉપયોગી થઈ પડશે, તેથી તેઓએ તેને પુષ્કળ માછલી તથા તરેહવાર જાતનો ભાજીપાલો આપ્યો, અને પેલા પૈસાદાર માણસને તો તેઓએ ભાગ્યેજ તેનું પેટ ભરી શકે તેટલો ખોરાક આપ્યો, કારણ કે તેઓએ જાણ્યું કે તે તેઓને થોડો ઉપ્યોગી હતો; પણ તે ઘણા વખતનો ભુખ્યો હતો અને વળી ખુલ્લી હવામાં કસરત કરવાથી તેને એવીતો સરસ ભુખ લાગી કે તેવી ભુખ તેને કોઈ દીવસ લાગી ન હોય.

બીજે દીવશે તેઓએ પાછું પોતાનું કામ શરૂ કીધું અને પેલા વાંશફોડાએ તો આગલા દિવસની પેઠેજ થોડા વખતમાં પોતાનું કામ પૂરૂં કીધું, ને પેલા આળસુ શ્રીમંતથી કાંઇ ઝાઝુ થયું નહીં. આ ઉપરથી પેલા જંગલીઓ પેલા વાંસફોડાને ઘણાજ ચ્હાવા લાગ્યા; ને તેની તરફ પોતાની પ્રીત ઈસારતથી વધારે ને વધારે બતલાવતા ગયા. હવે આણી તરફ જોઇએ તો પેલા પૈસાદાર માણસની તરફ તેઓ ધિક્કારથી જોવા લાગ્યા. કારણ કે તેને મોજશોખની ટેવ પડી હતી, અને તેનેજ લીધે તેનાથી બીલકુલ કામ થતું નહીં. એ પ્રમાણેની પોતા તરફની વર્તણુંક જ્યારે પેલા પૈસાદાર માણસને માલમ પડી ત્યારે તે પોતાના મનમાં ઘણોજ પસ્તાવા લાગ્યો કે "હું દુનિઆમાં કેટલો નકામો છઉં;" અને હવે તેને માલમ પડ્યું કે તે તેના ગરીબ જાતી ભાઇઓને ધિક્કારતો હતો તેમાં તે કેટલો ગેરવાજબી હતો. આ ઉપરાંત વળી એક એવો અચાનક બનાવ બન્યો કે જેથી તેને ઘણોજ પસતાવો થયો.

એમ બન્યું કે. એક જંગલી માણસને રસ્તામાંથી કાંઈ હાર જેવું મળી આવ્યું. તેણે તે પોતાના માથાપર મૂકયું, અને પોતાના મનમાં એવું ધાર્યું કે તેથી હું ઘણો ફાંકડો દેખાઉં. છું. તે વાસફોડાના દીઠામાં આ આવ્યું, તેથી તેણે થોડાંક બરૂઓ જે રસ્તાની આસપાસ ઉગેલાં હતાં તે તોડીને તેનો એક સુંદર હાર બનાવ્યો, અને જે જંગલી માણસ તેને પેહલો રસ્તે મળ્યો તેને તેણે તે હાર ભેટ કીધો. તે માણસ આ ભેટથી એટલો બધો ખુશ થયો કે તે ખુશીમાંને ખુશીમાં નાચતો નાચતો અને કુદકા મારતો મારતો પોતાના સાથીઓને સોધવા દોડયો. તેને જેજે સાથીઓ મલતા તે આ સુંદર હાર જોઇને ઘણાજ ખુશ થઈ જતા હતા. તે-

ઓ તેને એક ઘરેણા તરીકે ગણતા હતા, અને પેલા સઘળા પુછવા લાગ્યા કે એ કહાંથી તને જડયું. આ ઉપરથી પેલાએ પેલા વાસફોડાને બતલાવ્યો, જે ઉપરથી થોડો વખત ગયો નહીં હશે તેટલાંતો તેની પાસે બેચાર જણાઓ ગયા અને ઈસારતથી કહ્યું કે હમને પણ હમારૂં શરીર શણગારવા સારૂં પેલાના જેવો હાર જોઈએછે. આ મુજબ તે હાર સઘળા જંગલીઓને પસંદ પડયા અને દરરોજ ઘણાજણાઓ લેવા આવતા. આ ઉપરથી પેલા વાંસફોડાને તેઓએ તેની પાસે જે આગલ વૈતરૂં કરાવતા હતા તેમાંથી મુક્ત કીધો અને હાર ગુંથવાને કામે લગાડ્યો. તે જંગલીઓ હાર લઈને તેના બદલામાં તરેહ તરેહ વાર ચીજો જે તેઓના મુલકમાં થતી તે તેને લાવી આપતા, એટલુંજ નહીં પણ તેઓએ તે વાંસફોડાને એક ઝુપડું બાંધી આપ્યું અને સઘલાઓ તેની ઉપર મરી ફીતા. હવે બીજા હાથપર પેલા પૈસાદાર માણસને તે જંગલીઓને ખુશ કરવાને કશી અક્કલ પણ નહતી અને કંઈ યુક્તિબી તે રાખતો નહતો, તેથી તે જંગલીઓ તેની કશી દરકાર કરતા નહીં કારણકે તેઓને પૂર ખાતરી હતી કે તેનામાં ઝાઝૂ કામ કરવાની શક્તિ નથી. આ ઉપરથી તેઓએ પેલા પૈસાદાર માણસને પેલા વાંસફોડાનો નોકર બનાવ્યો, અને તેને જોઈતાં બરૂ કાપીલાવવાનુ કામ ફરમાવ્યું.

આ પ્રમાણે કેટલાએક મહીના ગુજાર્યાબાદ તેઓને પોતાને દેશ પાછા બોલાવવાનો પેલા હાકેમે હુકમ આપ્યો, તેથી થોડા વખતમાં તેઓને તે જંગલી મુલકમાંથી પાછા બોલાવ્યા, અને હાકેમ આગળ બેઉને હાજર કીધા. ત્યારબાદ હાકેમે બધી હકીકત પુછી લીધી, અને છેલ્લે તે પૈસાદાર માણસને ઘણાજ ગુસ્સાથી નીચે મુજબ કહ્યું—

"કેમ હવે તને માલમ પડયું કે તું કેવો ધિક્કારવા લાયક તથા હલકોછે! અને આ ગરીબને ઈજા કરવામાં તું કેટલો ગેરવાજબી હતો! માટે હવે તેં એને જે ઈજા કીધીછે ત હું એને તારી પાસે ભરી અપાવવા માગુછું; જો તેં જેવો ગુનો કીધોછે તેવીજ રીતે તારી સાથે વર્તું તો મારે તારી સઘળી દોલત લઈ લેવી જોઈએ, પણ હું એવી આશા રાખુંછું કે હવે પછી ગરીબો તરફ તું વધારે માયાળુ રહેશે, અને તેટલાજ માટે હું તને ફરમાઉછું કે તેં જે આ ગરીબ વાંસફોડાને પાયેમાલ કીધોછે તેને તેના બદલામાં તારી અરધી દોલત આપ."

આ ઉપરથી પેલો વાંસફોડો બોલી ઉઠ્યો; "ગરીબનવાજ, આપે જે ઈનસાફ કીધો તે ખરેખર રાસ્ત છે, પણ હું તો બચપણથી ગરીબી અવસ્થામાં ઉછરેલો છેઉં અને મને કામ કરવાની ટેવ પડી છે તેટલા માટે મને એની અરધી દોલત જોઈતી નથી, અને વાજબી પૂછાવો તો તે શી રીતે વાપરવી તેની મને બીલકુલ ખબર નથી, તેટલાં માટે આ માણસ પાસે હું એટલુંજ માગુછું કે તે મને મારી અસલ હાલત પર લાવી મુકે, અને મારૂં જે નુકસાંન થયું છે તેજ માત્ર ભરી આપે, અને હવે પછી ગરીબો તરફ રેહેમ નજરે જુએ." પેલો પૈસાદાર માણસ પેલા વાંસફોડાની આ ઉદારતાને લીધે છક થઈ ગયો, અને પોતે છક્કડ ખાધી હતી તેથી ડાહાપણ મેળવીને તે વાંસફોડાને જ્યાંસુધી જીવ્યો ત્યાંસુધી પોતાના એક દોસ્ત તરીકે ગણ્યો એટલુંજ નહીં, પણ પોતાની સઘળી દોલતનો મ્હોટો ભાગ ગરીબોને મદદ કરવામાં અને પોતાના જાતી ભાઈઓને આસરો આપવામાં કામે લગાડ્યો.

આ વાત પુરી થયા પછી મીનોચેહેર બોલ્યો કે "આ

ઘણી સુંદર વાત છે. પણ હું જો વાંસફોડાની જગે હોતે તો જરૂર પેલા લુચ્ચા પૈશાદાર માણસની દોલત લઈ લતે."

શોરાબ—હુંતો તેમ કદી કરતે નહીં, કારણકે મને એવી ધાસ્તી રહેતકે રખેને હું પણ પેલા પૈસાદાર માણસની પેઠે અભિમાની તથા પાપી બની જાઉં.

હમ્મેસના રાબેતા મુજબ દરરોજ સહવારના દસ્તુર જમશીદ, શોરાબ અને મીનોચેહેર બાગમાં જતા અને કામ કરતા, અને જ્યારે તેઓ થાકી જતા ત્યારે પેલી બંગલીમાં બેસતા અને ત્યાં મેવો ખાધાપછી શોરાબ વાતો વાંચતો, જે મીનોચેહેરને એટલીતો ખુશ લાગતી હતી કે તે અતિઘણું લક્ષ આપીને સાંભળતો. હવે એવું બનતું કે દર હમકારે હમકારે શોરાબ દસ્તુર જમશીદ પાસેથી રજા લઇને પોતાના માબાપને મળી આવતો તે મુજબ શોરાબ ગયો, અને દસ્તુર જમશીદ તથા મીનોચેહેર એ બે જણાઓ એકલા રહેઆ તે દિવસે તેઓએ હમ્મેસ મુજબ વાડીમાં કામ કર્યા પછી બંગલીમાં આશાએશ લેવા ગયા ત્યાં મીનોચેહેર એવી આશા રાખતો હતો કે આજતો શોરાબની વતી દસ્તુર જમશીદ વાત વાંચી સમજાવશે; પણ જ્યારે તેને માલમ પડ્યું કે દસ્તુર જમશીદતો અતિ ઘણા કામમાં પડ્યાછે ત્યારે તે ઘણોજ દલગીર થયો એટલુંજ નહીં, પણ ભોગયોગડિએ દર હમકારે એમજ બનતું ગયું; એટલે શોરાબ જ્યારે જ્યારે હમકારાની રજા ભોગવવા જતો ત્યારે દસ્તુર જમશીદને પણ હમકારાને લીધે કાંઈ કામ હોયને હોયજ. આ ઉપરથી મીનોચેહરને પોતાના મનમાં નીચે મુજબ તરંગો આવ્યા.

"જો શોરાબની માફક મને વાંચતાં આવડતું હતે તો મારે કોઈ પાસે કદી વાત વંચાવવાની ગરજ પડતે નહીં,

અને તેથી મને કેટલી બધી ગમ્મત મલતે? પણ શાવાસ્તે; શું બીજાથી જે ચીજ થાય તે મારાથી નહીં થાય? બેશક નાનો શોરાબ* હુંશીઆરછે, મગર એને પણ કોઇએ વાંચતાં સીખવ્યું હશે ત્યારેજ આવડ્યું હશે કેની? ત્યારે જો મને કોઈ વાંચતાં સીખવે તો શું ન આવડે? ઠીકછે, જેવો શોરાબ આવે તેવો એ વિશે મારે એને જરૂર પૂછવું છે." એ મુજબ વિચાર કરતો કરતો ઘર તરફ ગયો, અને પછી જેવા દસ્તુર જમશીદ આવ્યા તેવો તેમની સાથે જમીને ઝાઝી વાત કીધા વગર સુઈ ગયો. બીજે દીવશે શોરાબ પાછો આવ્યો ને જ્યારે દસ્તુર જમશીદ બાહાર ગએલા માલમ પડ્યા ત્યારે મીનોચેહેરે શોરાબને નાચે મુજબ પુછવા માડયું:—

" વારૂ શોરાબ, તને પેહેલાં વાંચતાં કેમ આવડ્યું!"

શોરાબ—આપણા દસ્તુરજી સાહેબે મને પેહેલા અલેફ, બે વગેરે હરફ શીખવ્યા; અને પછી ધીમે ધીમે શબ્દોને સાથે સાથે વાંચતાં વાંચતાં હું બરોબર વાંચતાં શીખ્યો.

મીનોચેહેર—વારૂ શોરાબ, તુ મને અલેફ, બે નહીં શીખવે?

શોરાબ—શામાટે નહીં, હું તુને ઘણી ખુશી સાથે શીખવું. એમ કહીને શોરાબે તુરત અલેફ બે શીખવવાની ચોપડી કાઢીને તેનો પેહલો પાઠ મીનોચેહેરને શીખવવા માડ્યો. મીનોચેહરે ખુબ લક્ષ આપી ખંતથી થોડા વખતમાં તે તૈયાર કરી આપ્યો. આટલું આવડ્યાથી મીનોચેહેર એટલોતો ખુશ થઈ ગયો કે તે દોડતો દોડતો દસ્તુર જમશીદને એ વાત કેહેવા જતો હતો, તેવામાં તેને વિચાર આવ્યો કે જ્યાંસુધી હું પૂરેપૂરી રીતે વાંચતાં સીખું નહીં ત્યાં લગી દસ્તુર જમસીદને એ વિશે વાકેફ નહી કરૂં, અ-

ને પછી એકદમ હું તેને અજાએબીમાં નાખું; તેમજ એ બાબત વિશે તેણે દસ્તુર જમશીદને ખબર આપવા શોરાબને મના કીધો; અને પોતે ખુબ ખંતથી મેહેનત કીધી, અને આખરે બે મહીનામાં તેણે દસ્તુર જમશીદને પોતાની ચતુરાઈથી અજાએબી પમાડવાની વેતરણ કીધી; અને હમ્મેશ મુજબ વાડીમાં કામ કરી રહ્યા પછી બંગલીમાં આશાએશ લેવા ગયા ત્યાં દસ્તુર જમશીદે શોરાબના હાથમાં એક ચોપડી આપનિ એક વાત બતલાવીને તે વાંચવાં કહી, તેવામાં મીનોચેહેર પોતાની જગા ઉપરથી ઉઠીને બોલ્યો કે " શાહેબ, જો આપ મને રજા આપોતો એ વાત વાંચવાને હું કોશિશ કરૂં "

દસ્તુર જમશીદ—હો! ઘણી ખુશી સાથે, પણ એવો દીવશ કહે દાહાડે કે હું તને વાંચતાં શાંભલું. જેટલે દરજ્જે હું તારી ઉડવાની આશા રાખું તેટલેજ દરજ્જે હું તારી વાંચવાની આશા રાખું.

આ ઉપરથી મીનોચેહેર મનમાં હસ્યો અને ચોપડી હાથમાં લઈને ઘણી સરસ છટાથી દસ્તુર જમસીદની શોરાબને બતાવેલી બે કુતરાઓની વાર્તા નીચે મુજબ વાંચવા લાગ્યો.

# પ્રકરણ ૬ ઠું.

## બે કુતરા.

કોઈક ગરીબ માણસની પાસે બે ન્હાના શિકારી કુતરાઓ હતા, જેઓનુ કદ ઘણુ મ્હોટું હતુ .અને તેઓ ઘણા હિમ્મતવાન હતા. સાધારણ કુતરા કરતાં તેઓમાં વધારે ચંચલાઈ તથા હુશિઆરી છે એમ જ્યારે પેલા ગરીબ માણસને માલમ પડ્યું ત્યારે તેણે તેઓમાંનો એક કે જે-

નુ નામ તેણે " પીલ " કરીને રાખ્યું હતું તે પોતાના જમીન-દાર કે જે ઘણો પૈસાદાર હતો અને જે એક મ્હોટા સેહેરમાં દમામથી રહેતો હતો તેને બક્ષીશ આપવાનો નક્કી ઠરાવ કીધો. તેમુજબ એક દીવસ જ્યારે તેનો પૈસાદાર જમીનદાર તેના ગામડામાં આવ્યો ત્યારે તેણે તેને તે કુતરો બક્ષીશ આપ્યો. અને બીજો કુતરો કે જેનુ નામ તેણે " શુર " કરીને રાખ્યું હતુ તે તેણે પોતાના ઘેટાનાં ટોલાં શાચવવા સારૂં પોતાની પાસેજ રાખ્યો. હવે એ દીવશથી પેલા બેઉ કુતરા એક બિજાથી છૂટા પડ્યા. " પીલ " નેતો પેલા પૈસા-દાર જમીનદારના સુંદર બબરચીખાના આગળ છૂટો મૂક્યો, અનેત્યાં તે આમ તેમ કુદકા મારીને તથા રમત કરીને ચાકરોને એટલા તો ખુશ કરતો કે તેઓ જે જે વધ્યું સધ્યું હોય તે તેને આપતા. આ પ્રમાણે તેને સવારથી રાત સુધી ખુબ ખાવાનું મળતુ તેથી કરીને તે માતેલો બન્યો, તેમજ ખુબસુરત દેખાવા લાગ્યો; પણ તે એટલોતો હીચકારો બની ગયો હતો કે પોતાના કદથી અરધા કદના કુતરાને જો તે જોતો તો તેનાથીબી બીહીને નાસી જતો. તેને પુસ્કળ ખા-વાની ટેવ પડી હતી, અને તે કારણને લીધે તે વારંવાર બ-બરચીખાનામાં બરાઈ રાંધેલો ખોરાક ખાઈ જતો, અને જો કોઈ વખતે પકડાઈ આવતો તો ચાકરો તેને ખુબ ઠો-કતા. તે ખાધાનો લાલચુ હોવાને લીધે પોતાના પાછલા પગો ઉપર ઉભો રહી આગલા પગો હલાવતો, જેથી કરીને ચા-કરો ખુશ થઈ તેને કાંઈ ખાવાનુ આપતા. વળી તેને મો-હમાં પકડી બજારથી કાંઈ પણ વસ્તુ લાવ લેઈ જાવ કર-વાને સીખવવામાં આવ્યું હતુ, તેથી કરીને આસપાસના પડો-શીઓ તેને ખુબ ચ્હાતા હતા અને ખાવાનું પણ આપતા.

એથી ઉલટું "શુર" કે જે તે દરમ્યાન ગામડામાં પેલા

ગરીબ માણસના ઝુંપડાંમાં રહેતો હતો તે "પીલ"ના જેટલો માતેલો તેમજ ખુબસુરત બન્યો ન્હોતો, તેમજ તેને "પીલ"ની માફક કશુંપણ શીખવવામાં આવ્યું નહતુ એટલુંજ નહિ પણ તેનો ધણી ઘણો ગરીબ હતો તેથી કરીને તેને પેલાની માફક ઘણું ખાવાનું પણ મળતુ નહિ, ને વળી તેને મેંઢાંના ટોળાંની ચોકી કરવા સારૂ હમ્મેસાં ખુલ્લી હવામાં રેહેવું પડતું; પછી ગમેતો ચોમાસુ, શિયાળો, કે ઉન્હાળો હોય. આ કારણને લીધે તે ઘણો મજબુત, ચંચળ અને બહાદુર થયો. મેંઢાંના ટોળાં સાચવતી વખતે વારંવાર તેને વરૂઓ સાથે ખુબ ઝપાઝપી થતી, અને જો કે પોતે ઘાયલ થતો છતાં તે કદી તેઓથી પાછો હઠતો નહિ; અને ઘણી વખત વરૂઓને મારી નાખતો. એ કારણને લીધે તે એટલો તો હિમ્મતવાન થયો કે કદી ગમે તેવો પણ શત્રુ તેને હેરાન કરવા આવે તે છતાં કદી પોતાની પીઠ દેખાડતો નહીં. તેની સંભાળ અને ખંતને લીધે જે દીવસથી તેની રખેવાલી હેઠળ તેના ધણીએ પોતાના મેંઢાં મૂક્યાં હતાં તે દીવસથી એકે પણ તેનું ખોવાયું ન્હોતુ. એ ઉપરાંત "શુર" એટલોતો પ્રમાણીક હતો કે બખરચીખાનામાં કોઈ કોઈ વખતે તે એકલો હોય તો છતાં ચોરીથી કસું ખાતો નહીં, પણ જે તેનો ધણી તેને આપતો તે ઘણો આભાર માની ખાતો. જ્યારે તેને મેંઢાંના ટોળાં સાચવવાનાં હોય ત્યારે ગમે તેવું પણ તોફાન થાય તે છતાં તે કદી છાયા તળે જતો નહીં, કારણ કે હમ્મેસ ખુલ્લી હવામાં રેહેવાને લીધે તે ઘણો મજબુત હતો, જો કે દેખાવમાં તો મુડદાલ જેવો હતો. જો તેનો ધણી જરા ઈશારત કરતો તો ગમે તેવી તાણ વાળી નદી હોય અને ગમે તેવી ફક્કડી ઠંડી પડતી હોય છતાં તે તેમાં ઝંપલાવી પડતો, અને ઘણી ઝડપથી તરતો.

આ અરશામાં પેલો પૈસાદાર માણસ ગામડામાં પોતાની માલ મીલકત તપાસવા આવ્યો. તે "પીલ" ને પણ પોતાની સાથે લૈતો આવ્યો. તે ત્યાં આવી પોહચ્યો ત્યારે તેને પેલા "શેર" ના ગ્રાથરેહાલ અને મુડદાલ દેખાવ તથા કઢંગો ચેહરો જોઈને ઘણો ધિક્કાર આવ્યો, અને તેથી કરીને તે "પીલ" ને જોઇને તેને ઘણો ચ્હાવા લાગ્યો, પણ તેનો આ વિચાર એકાએક એક બનાવ બનવાથી બદલાઈ ગયો.

એક દીવસે તે પૈસાદાર ગૃહસ્થ એકલો પેલા બે કુતરાઓની સાથે ફરતો ફરતો એક ખીચોખીચ જંગલમાં આવી પોહચ્યો, તેવામાં એકાએક તેઓ ફરતા હતા તેની પાસેની વાડીમાંથી એક વિક્રાળ વરૂ કે જેની આંખ લાલચોળ થઈ ગઈ હતી તે ફુફાટા મારતું બ્હાર ધસી આવ્યું, પેલા કમનસીબ પૈસાદાર ગૃહસ્થે પોતાની આશા છોડી. તેમાં મુખ્યત્વે કરીને જ્યારે તેણે "પીલ" ને પોતાની પૂંછડી પોતાના પાછલા બે પગો વચ્ચે ઘાલીને ચીસ પાડતો ન્હાસી જતો જોયો ત્યારે તો તેણે નક્કી પોતાનુ મોત માન્યું. પણ આ વખતે પેલો બ્હાદુર "શેર" કે જે તેની પાછળ પાછળ આવતો હતો અને તેની તેને બીલકુલ ખબર નહતી, તે એકદમ ઘણી હુશિયારી તથાં હિમ્મતથી તે વરૂ ઉપર તુટી પડયો. આ મુજબ પેલા "શેર" અને વરૂ વચ્ચે લાંબો વખત લડાઈ ચાલી પણ આખરે પેલા "શેરે" તેને જમીનપર મુવેલું પાડયું; જોકે પોતે પણ પુશ્કળ ઘાયલ થયો હતો. તે પૈસાદાર માણસ પોતે આ પ્રમાણે મોતના મ્હોમાંથી બચ્યો તે જોઇને ઘણો ખુશી થયો, અને પેલા "શેર" ને ઘણી શાબાસી આપી; અને પોતાની અજમાયશથી પોતે કહેવા લાગ્યો જે "ખરેખર બાહારના દેખાવપર કદી પણ વિશ્વાસ રાખવો નહીં." આથી હવે તેને માલમ પ-

ગ્યું કે કોઈ કોઈ વખતે જેજે પરાક્રમો ગરીબની ઝુંપડી માંથી મળી આવેછે તેવું કશું મ્હોટાની દેવડીપર માલમ પડતું નથી.

વાંચતાં વાંચતાં મીનોચેહેર અહીં જરા દમ લેવા અટકયો. તેટલામાં દસ્તુર જમશીદ બોલ્યા, "બેટા મીનોચેહેર, હું તને વાંચતાં જોઈ ઘણોજ ખુશી થયોછું. હું એવી આશા રાખતો ન્હોતો કે તું વાંચી શકશે, પણ હવે મને માલમ પડેછે કે જુવાન માણસો જો મેહેનત લઈને બીજા જે કરેછે તે મુજબ કરવા માગે તો કરી શકે છે. વારૂ બોલ મીનોચેહેર, તેં જે વાત વાંચી તે ઉપરથી તને શું લાગેછે? તને પેલા ખુબસુરત તથા સુંદર દેખાવડો કુતરો કે જેણે પોતાના ધણીને મરતો મૂકયો તેનો કે પેલો ચીથરેહાલ મુડદાલ કઢંગા દેખાવ વાળો કુતરો કે જેણે પોતાની જીંદગાની પોતાના શેઠને બચાવવાને જોખમમાં નાખી હતી તેનો ધણી થવા ગમેચ?" મીનોચેહેરે જવાબ દીધો "શાહેબ, મને તો "શેર" ગમે છે, પણ જો તે મારી પાસે હોય તો તેને ખવડાવું, નવડાવું તથા તેને "પીલ" ના જેવો સુંદર દેખાવ વાળો કરૂં." દસ્તુર જમશીદે કહ્યું, "પણ કદાચ એમ કરતાં તે પીલની માફક ખાધરો તથા છીચકારો બનેતો પછી?—પણ હજી આ વાત અધુરીછે માટે તે પુરી કર્યા પછી આપણે એ વિશે વાત કરીશું." આ ઉપરથી મીનોચેહેરે વાત પાછી વાંચવા માંડી.

તે ગૃહસ્થ "શેર" ની આવી નીમકહલાલીને લીધે તેના ઉપર એટલો તો ખુશ થઈ ગયો કે તેણે તે ગરીબ માણસને કહ્યું કે "આ કુતરો (શેર) મને બક્ષીસ આપ." જે ઉપરથી પેલા બાપડા ગરીબ માણસને ઘણી દલગીરી સાથે તેમ કરવાની ફરજ પડી. "શેર" ને આ ઉપરથી

પેલો પૈસાદાર ગૃહસ્થ પોતાના શેહેરમાં લઈ ગયો, જ્યાં તેણે પોતાના સઘળા નોકરો તથા દોસ્તોને તેની નિમકહલાલી વિશે વિસ્તારીને કહ્યું, જે ઉપરથી તેઓ સઘળા તેના ઉપર ખુબ હેત રાખતા અને ખુબ ખવાડતા. એ અરસામાં પેલા નિમકહરામ "પીલ" ને માટે પેલા ગરીબ માણસને તેણે ઘણી શખ્ત તાકીદ આપી કે તે નકામા તથા નિમકહરામ પ્રાંણીને મારી નાખવું. આ પ્રમાણે જેવો પેલો પસાદાર ગૃહસ્થ કહીને પોતાને શેહેર ગયો કે તરતજ પેલો ગરીબ માણસ પોતાને શોંપેલું ("પીલ" ને મારી નાખવાનું) કામ બજાવવા જતો હતો તેવામાં તેને "પીલ" ના ઉમદા કદ અને ખુબસુરત દેખાવને લીધે તથા તે ગરીબ પ્રાણી કે જેને તે ઝેર મુકવા જતો હતો તેવામાં તે પોતાની પુંછડી હલાવીને તેના પગ ચાટતો હતો, તેને લીધે તેને ઘણી દયા આવી તે ઉપરથી તેણે તેની ઝીંદગી બચાવવાનો ઠેરાવ કીધો, અને જે રીતે તેણે પોતાના "શેર" ને રાખ્યો હતો તે રીતે આ પ્રાણીને રાખવાથી તેનામાં જુદી જાતની અસર આવ છે કે નહીં તે અજમાવવાનું નક્કી કીધું. આ ઉપરથી તેણે "પીલ"ને ઘણીજ કરકસરથી ખવાડ્યું, જે ઉપરથી તે થોડા વખતમાં અગાઉ કરતાં અડધો ઉતરી ગયો અને ચંચળ બન્યો. તેને ખુલ્લી હવામાં રાખવામાં આવ્યો, પણ જેવું વરસાદનું ઝાપટું પડ્યું કે તરતજ તે ન્હાસી જઈને બબરચીખાનામાં ભરાઈ બેઠો; પણ તે ગરીબ માણસની બૈરી કે જે તે વખતે બબરચીખાનામાં કામ કરતી હતી તેણે તેને લાકડી વતી મારી બ્હાર હાંકી કહાડ્યો, તેથી તેને ખુલ્લી હવામાં જવાની ફરજ પડી. આ પ્રમાણે દીનપર દીન તે ચંચળ અને મજબુત બનતો ગયો, અને થોડા મહીનામાં તો તે જાણે ગામડા-

માંજ ઉછેરાયલો હોય તેમ ઠંડી અને વરસાદની કશી દરકાર કરતો નહીં. જો કે તેનામાં આ પ્રમાણે ઘણો ફેરફાર થયો હતો તે છતાં તેનામાં હજી થોડી થોડી ખોડ રહી હતી, તે એ કે જો તે જંગલી પ્રાણીઓ (વરૂઓ)ને જોતો તો તે અતિ ઘણી બુમ પાડી નાસી જતો, પણ એકાએક એવો સંજોગ બન્યો કે તેની આ ખોડ પણ જતી રહી.

એવું બન્યું કે એક દીવસે તે પાસેના જંગલમાં રખડતો હશે તેવામાં એક મ્હોટું વરૂ એકાએક ઝાડીમાંથી નીકળી આવ્યું અને "પીલ"ને ગરદનમાંથી પકડ્યો "પીલ"ને જો લાગ ફાવતે તો જરૂર નાહસી જાત, પણ પેલું વરૂ એવું તો ઝડપી અને જોરાવર હતુ કે તેમ કરવાને તેનો લાગ ફાવ્યો નહીં લેકીન "જરૂરીયાત વખતે ગમે તેવો હિચકારો હોય તેબી બ્હાદુર બને છે," તેમ આ વેલા "પીલ" તુરત ફરી ગયો અને તે વરૂને સામુ ગળાઓમાંથી પકડીને એવું તો ગુંગળાવી નાખ્યું કે થોડા વખતમાં તે જમીન પર પડ્યું. આ વખતે તે ગરીબ માણસ "પીલ"ની તથા વરૂની બુમો સાંભળીને તે જગ્યા ઉપર દોડી આવ્યો, અને નજરે નજર "પીલ" અને વરૂ વચ્ચેની લડાઇ જોઈ અને જ્યારે પેલું વરૂ જમીન ઉપર મુવેલું ગડ્યું ત્યારે તે ઘણો ખુશી થયો અને "પીલ"ની પીઠ ઠોકી તેને શાબાશી આપી. બાદ ઘર ગયા પછી તેને ઘણું ખાવાનું આપ્યું. આ ફતેહથી તથા પોતાના ધણી તરફથી શાબાશી મળ્યાથી "પીલ"ને ઘણું ઉત્તેજન મલ્યું, અને આ વખત પછી તે એવો તો બ્હાદુર બન્યો કે ગામડામાં કોઈ પણ કુતરો એના જેટલો જંગલી પ્રાણીઓને ધાસ્તી ઉપજાવનારો નહતો.

એ અરસામાં પેલો "શુર" પેલા પૈસાદાર ગૃહસ્થને ત્યાં આગળની માફક ભેઢાંના ટોળાં સાચવવાને બદલે તથા શિકાર

કરવાને કારણે આખો દહાડો ખુબ ખાતો અને ઉંઘ્યા કરતો,તથા તેનો ધણી તેની આગલી ચાકરીને લીધે તેમ કરવા દેતો એ કારણને લીધે તેના મનના ને શરીરના સઘળા ગુણો જતા રહ્યા, એટલુંજ નહિ પણ અગાઉ જેટલો તે બ્હાદુર, હિમ્મતવાન અને ચંચળ હતો તેટલો આળસુ, ખાધરો, અને ઊંઘણસી થયો. તે જોકે અગાઉ કરતાં કદમાં મ્હોટો થયો હતો તથા માતેલો બન્યો હતો, તે છતાં તેની શક્તિ અગાઉ કરતાં ઘણી ઓછી થઈ ગઈ હતી.

હવે એવું બન્યું કે પેલા પૈસાદાર ગૃહસ્થે પેલા ગામડાની પાછી મુલાકાત લીધી; ત્યાં તે પોતાની સાથે "શેર"નેબી લેતો આવ્યો હતો. તે ઉપરથી તેની ઈચ્છા થઈ કે "આ વખત પણ કોઈ જંગલી પ્રાણી સાથે એની બ્હાદુરી અજમાવવી જોઈયે." તેથી તેણે સઘળાં ગામડાના લોકને ખબર આપી કે જ્યારે વરૂ તેઓની નજરે પડે ત્યારે તેને ચેતાવવો. આ ઉપરથી બીજે દીવસે એક પાસેના ખેતરમાં વરૂ ભરાયલું માલમ પડતાંજ પેલા ગ્રહસ્થને ખબર કરવામાં આવી, જે તુરતજ "શેર"ને લઈને તે જગ્યાએ ગયો, એવી આશા રાખીને કે ગએ વરસ જેવી તેણે બ્હાદુરી દેખડાવી હતી તેવી આ વખતે પણ દેખાડશે. પણ જેવું પેલું જંગલી પ્રાણી ઝાડીમાંથી છલંગ મારી બ્હાર નીકળ્યું કે તરતજ પેલા "શેરે" હીચકારાપણું બતલાવી ન્હાસવા માંડ્યું, આ જોઈને પેલા ગ્રહસ્થને ઘણીજ તાજુબી લાગી પણ તરતજ એક બીજો કુતરો અગાડી દોડી આવ્યો,અને તે વરૂને ઘણીજ બ્હાદુરી સાથે પકડીને ઘણી વાર સુધી ઝપાઝપી ચલાવ્યા બાદ તેને આખરે જમીન પર પાડ્યું. આ ઉપરથી પેલા ગ્રહસ્થને પોતાના માનીતા "શેર"ના હીચકારાપણાને લીધે દલગીરી લાગી અને પેલો કુતરો કે

જેણે પેલા વરૂને તેની નજર આગળ મારી નાખ્યું હતું તેની બ્હાદુરી માટે વખાણ કરવા લાગ્યો. પણ જ્યારે તેને માલમ પડયું કે તેતો પેલો "પીજ" કે જેને તેણે આ-ગલે વરશે ધિક્કારી કાઢી મારી નાખવાનો હુકમ આપ્યો હતો તેજ છે ત્યારે તેની અજાયબીનો પાર રહ્યો નહીં અને તેથી તે કહેવા લાગ્યો કે "સુમ્ત પુરૂષોમાં હિમ્મતની આ-શા રાખવી એ ફોકટ છે, અને નિરંતરની કશરત અને યોગ્ય કેળવણીથી ગમે તેવા ધિક્કારવા લાયક પુરૂષો હોય તોપણ તે સારા નિવડી આવેછે."

વાત પુરી થયાથી દસ્તુર જમશીદ બોલ્યો કે "બેશક મીનો-ચેહેર તને હું વાંચતાં જોઇને ઘણો ખુશી થયોછું. હવે તને જ્યારે ગમસે ત્યારે વાંચી તારા જીવને ખુશ કરશે, તને ગમસે તો આજે આપણે જેવી વાત વાંચી તેવી મતલબની વાતો વાંચશે, અથવા તો નામાઓ કે જેમાં આગલા પેહ-લવાનોના વર્ણન આપેલાં છે, અથવા તો દુનીઆમાં જુદી જુદી જાતના જાનવરો તથા તેમના ખવાસો વિશે જે ચો-પડીઓ છે તે વાંચસે. ટુંકમાં આપણી ભાષામાં જે કાંઈ લખાયલું છે તેમાંનું કોઈ પણ એવું નહીં હશે કે તે તું વાંચી તથા સમજી નહિ શકે. અને તેથી હું આશા રાખુછું કે થોડા વખતમાં અક્કલવાન થશે,તેમજ બીજાઓને શીખ વી પણ શકશે. તેમજ જો તારે શીખવું હોય તો તારા બીજા દોસ્તદારો સાથે અડસાચડસીથી શીખજે પણ અ-દેખાઇથી નહીં કારણકે તેમ કીધાથી ઘણાં માઠાં પરિણામ થાયછે એ વિષે હું તને એક વાત કહુંછું તે સાંભળ.



# પ્રકરણ ૭ મું.

## અડસાથડસી અને અદેખાઈ.

એક પ્રાચિન શેહેરમાં ચિંત્ર વિદ્યા શિખવવાની એક ઘણીજ નામાંકિત નિશાળ હતી. તેમાં એવા ચિત્રકારો થઈ ગયા છે કે તેઓનાં નામ હજી તવારીખમાં અમર છે. એક વખત એક જાહાંગીર નામના જુવાન છોકરાએ એક એવું તો સરસ ચિત્ર કાઢયું કે તે જોઈ શિક્ષકો તથા બીજાઓ ઘણાજ આશ્ચર્ય પામ્યા, અને તેઓએ સર્વાનુમતે એમ નક્કી કીધું કે જો આ છોકરો આ મુજબ ખંતથી પોતાના હુનરમાં કામ કર્યા જશે તો બેશક દુનીઆમાં નામ કીધા વગર રેહેશે નહીં.

આ ચિત્ર તેના બે દોસ્તદારોએ જુદીજ નજરથી જોયું. દીનીઆર જે તે બેમાં મ્હોટો હતો તે સારો ચિત્રકાર હતો તેથી જાહાંગીરને આટલી બધી શાબાસી મળી તે જોઈ તેનાથી ખમાયું નહીં. પોતાના મીત્રને જે, માન મળ્યું તે જાણે પોતાનુજ ગયું હોયની તેમ તે દીવશથી તેને તેના ઉપર ઘણો ધિક્કાર આવવા લાગ્યો, અને એવો લાગ જોયા કરતો હતો કે જે માન એણે મેળવ્યું છે તે કોઈ પણ પ્રકારે જાયછે? ! ખુલ્લી રીતે તો તે કંઈ કરી શકયો નહીં, પણ એવી જાુઠી હકીકત ફેલાવી કે " એને તો ફલાંણા સખસે મદદ કીધીછે, અને એતો અમથું નામનુ માન લઈ ગયો છે. એની મગદૂર શું છે કે મારી બરોબર એક લીટી પણ દોરી શકે ? "

એના બીજા મિત્ર નાદીરનો એ વિશે જુદોજ વિચાર હતો, તે ઘણો સારો છબી પાડનાર હતો, પણ હંમ્મેસાં જાહાંગીરના ચીત્રને વખાણતો, અને તેની ખૂબી પારખતો.

ચારે દિશામાં પોતાના મીત્રની નામના સાંભળી તેને મર-
જી થઈ આવી કે એવું માન મને મળેતો કેહવું ચારૂં! તેણે
એક ચિત્ર કાહાડવા માંડયું, અને તેમાં પોતાની કળા બતા-
વવાનો ઠેરાવ કીધો. તે જાણતો હતો કે મારાથી જાહાંગી-
રની બરાબરી થઈ શકવાની નથી. તેમજ તેનાથી દીની-
આરની અદેખાઈ ખમી શકાતી નહોતી. તે પોતાના કા-
મમાં એવોતો ખાઈપીને મંડયો કે નિશાળમાં સૌથી પ્હેલો
આવે ને છેલ્લો જાય. જે વખતે બીજા છોકરાઓ રમવા
જાય તે વખતે એ પોતાના કામકાજમાં મંડયો રહે. તે ચિત્ર
કહાડી રહ્યા પછી તેણે જાહાંગીરના ચિત્ર સાથે મુકાબલો
કીધો તો તેને લાગ્યું કે " આહા! મારૂં જાહાંગીરના કરતાં
કેટલું ઉતરતું છે!" રફતે રફતે તે સુધરતો ગયો અને લોકો
તેના વખાંણ કરવા લાગ્યા. પછી એના મનમાં આવ્યું કે
" શું જાહાંગીરના જેવી મારાથી છબી ન કહડાય ? "

એ દરમેઆંન જાંહાંગીર તો પોતાની કળામાં વધારો
કર્યોજ જતો. થોડી વારતો દીનીઆર તેની સામાં ટક્યો ર-
હ્યો, પણ આખરે તેના હાથ ભોંય પડ્યા, અને ખાલી
મ્હોટાઈ મારવા માંડી. જ્યારે કોઈ તેની આગળ જાહાંગી-
રની છબીના વખાણ કરે ત્યારે તે કહે કે " અં: એવીતો
બહુ ચિત્રી નાખીછે. બંદાની આગળ એની મગદૂર સી છે
કે ટકી શકે." વીગેરે.

હવે નિશાળમાં એવો ધારો હતો કે વાર્ષિક પરીક્ષા વ-
ખતે મ્હોટો ઈનામનો મિલાવડો થતો તેમાં બધાએ પોતના
ઈલમથી દોરેલાં ચિત્રો બતાવવામાં આવતાં, અને સોસોની
હુંશિઆરી પ્રમાણે તેને ઈનામ મળતું. એ પરિક્ષા માટે
જાહાંગીરે એક એવી તો સુંદર છબી કહાડી હતી કે આગ-
લી બધી કરતાં તે ઘણીજ સરસ હતી. ઈનામના મિલાવડાને

આગલે દીવશ તે તેણે પૂરી કીધી; અને માત્ર તેને વારનીશ મારવાનુંજ બાકી રહ્યું હતું. પેલા દીનીઆરથી તે જોઇ શકાયું નહિ. તેણે છાનામાના પેલા વારનીશમાં કાંઈ તેજાબ મેલ્યો. જાહાંગીરે તો તે જાણ્યા વગર ચોપડી દીધું. તેની અસર તુરત તો જણાઈ નહિ. બીજે દીવસે ઈનામના મિલાવડા વખતે જે જગાએ બધી છબી ટાંગી હતી ત્યાંનો પડદો ઉંચો કીધો એટલે બધી છબી બધાની નજરે પડી સઘળા જાહાંગીરની છબી જોવાને ઘણા ઇંતેજાર હતા, પણ અફશોશ, તેતો ડાઘા ડાઘાવાળી થઈ ગઈ હતી; અને રંગ બધે પસરી ઘણી બદશીકલ થઈ ગઈ હતી. સૌએ કહ્યું "આ છબી જાહાંગીરની તો ન હોયજ." જાહાંગીર તરતજ ત્યાં ગયો તો તે જોઇને તેની આંખમાંથી દડદડ આંસુ પડવા લાગ્યાં અને બોલી ઉઠયો કે "એમાં કોઇએ દગો કીધો છે." દીનીઆર આ જોઇને પોતાની નીચ મઝામાં ગુલતાન હતો. નાદીર બોલી ઉઠ્યો "આમાં કંઈ ખરેખર લુચ્ચાઈ થઈ છે, દગો થયો છે;" તે બોલ્યો "ગ્રહસ્થો, આ જાહાંગીરનું ચિત્ર ન હોય, મેં તેને અડધું ચિત્રાયલું જોયું હતુ, અને તે ઘાંણુંજ સુંદર હતુ—એની બ્હારની હદ તો જુવો! એમાં દગો થયા પેહેલાં એ કેવું સુંદર હોવું જોઇયે!"

નાદીરના આવા ઉદાર શબ્દોથી મંડળીના માણસો ઘણા આશ્ચર્ય પામ્યા, અને જાહાંગીરના ઉપર ઘણી દયા આવી પણ આવી બગડી ગયલી સ્થિતિના ચિત્રવાળાને ઈનામ આપવું એ ઈનસાફથી ઉલટું તેઓને લાગ્યુ તેઓએ બધાં ચિત્રો લક્ષ દઇને જોયાં, તેમાં નાદીરના ચિત્ર ઉપર ઘણાં મતો પડ્યા; તેથી તે ઈનામ તેને આપવામાં આવ્યું. પણ જેવું નાદીરને મલ્યું કે તરતજ તે જાહાંગીર પાસે ગયો,

અને તેની આાગળ મુકીને કહ્યું "લે, આ ઇનામ. જો કોઇ હરામખોરે બદ દયાનતથી અને અદેખાઇથી તારૂં ચિત્ર બગાડ્યું નહિ હોત તો એ જરૂર તનેજ મળતે. તારાથી હું બીજે નંબરે આવ્યો એજ મને મ્હોટું માન છે. હવેપછી જો હું તારી બરોબરી કરવા શિખીશ તો તે અડસાચડસીથી પણ અદેખાઇથી નહિ."

આ શબ્દોથી મંડળીના સઘળા માણસો નાદીરના વખાણ કરવા લાગ્યા અને એકને બદલે બે ઇનામો ઠેરવ્યાં, તેમાંનું એક જાહાંગીરને તેની ચતુરાઇને માટે આપ્યું અને બીજુ નાદીરને તેની ઉદારતાના સદગુણના બદલા દાખલ આપ્યું. આમ માલમ પડ્યું એટલે પેલો ફીનીઆર છેક સરમીંદો પડી ગયો.

આ વાત ઉપરથી સાર એટલો જે આપણે કોઇની અદેખાઇ કરવી નહિ પણ ઉદ્યોગ ને અંતથી ચઢીઆતા થવા હમેશાં મંડ્યા રેહેવું.

આ ઉપરથી મીનોચેહેર ફુલાઈજઇને દસ્તુર જમશીદને કેહેવા લાગ્યો જે "સાહેબ, મેં એવો વિચાર કીધોછે કે જેમ બને તેમ મારે હુંશિઆર બનવું. જો કે હાલમાં હું આટલી નાની ઉમ્મરનો છું છતાં ઘણા મ્હોટી ઉમ્મરના માણસો કરતાં વધારે શિખ્યોછું. કારણ કે મને કહ્યા વગર ચાલતું નથી કે મારે ત્યાં છએક નોકરો તો છે જેઓ મ્હોટી ઉમ્મરના છતાં તેમાંનો એક પણ મારી માફક વાત વાંચી શકતો નથી." આ ફોકટ પતરાજી સાંભળી દસ્તુર જમશીદ ધીમેથી ઠંડે પેટે બોલ્યા "વારૂ બોલ, મીનોચેહેર તેઓને શિખવવાને કોણે મેહેનત કીધી હતી?"

**મીનોચેહેર**—હું ધારૂંછું કે કોઇએ નહિ સાહેબ.

**દસ્તુર જમશીદ**—ત્યારે તેઓ અજ્ઞાનછે, એમાં તે ન-

વાઈ શું! તું પોતે પણ જો કોઇએ તને શિખવ્યું નહતે તો અજ્ઞાન રહેતે અને હાલમાં પણ તું ઘણુંજ થોડું જાણેછે, ત્યારે તેમાં તેં નવાઈ શું કીધી. આ ઉપરથી મીનોચેહેર કંઈ બોલ્યો નહિ. આ પ્રમાણે દસ્તુર જમશીદે મીનોચેહેરને સુધારવાનું સરૂ કીધું; જોકે અતિઘણા લાડને લીધે તેને ખરાબ ટેવ પડી ગઈ હતી, છતાં તેની અક્કલ અને મનશક્તિ ઘણીજ સારી હતી. તે ઘણોજ ગુસ્સાવાળો હતો અને હમ્મેશાં એમજ ધારતોકે જે એના જેવા સુંદર લેબાસ ન પેહેરે તેના ઉપર એને હુકમ કરવાનો હક છે. આવા આવા વિચારને લીધે તે વારંવાર મુશ્કેલીમાં આવી પડતો. એકવાર તો ઘણીજ મુસ્કેલીમાં આવી પડ્યો.

એવું બન્યુંકે એક દહાડો તે બે ત્રણ છોકરાઓ સાથે દડો ઝીપવાની રમત રમતો હતો. તેવામાં મીનોચેહેરને હાથે દડો ફેંકતાં તે ઘણો દુર ઉડી ગયો, અને પાસેના ખેતરની અંદર પડ્યો, કે જ્યાંથી એક ચીંથરેહાલ કપડાંવાળો છોકરો પસાર થતો હતો તેને જોઇને મીનોચેહેરે તેને દડો નાખવાને જાણે હુકમ કરતો હોયની એવી ઢબથી કહ્યું. આ ઉપરથી પેલો છોકરો જવાબ ન આપતાં દડો જ્યાં પડેલો હતો ત્યાંજ રેહેવા દેઇને આગળ ચાલ્યો. આ જોઇને મીનોચેહેરે અગાઉ કરતાં ઘણેજ મ્હોટે સાદે કહ્યું "એ છોકરા, મારો દડો એકદમ ફેંકીદે; સાંભળેછે કે નહીં?"

**પેલો છોકરો**—હું કાંઈ બેહેરો નથી.

**મીનોચેહેર**—શું તું બેહેરો નથી? ત્યારે સીધો સીધો મારો દડો ફેંકી દે.

**છોકરો**—નાખવાની મારે શી ગરજ છે, તારે ગમે તો આવીને લઈજા.

**મીનોચેહેર**—લુચ્ચા, જો હું તારી આગળ આવીશ તો તને બતાવી આપીશ.

છોકરો—તું શું કરવાનો છે, તારાથી જે થાય તે કરીલે.

મીનોચેહેર—અયે હેમક, બદમાશ, જો હું આએ વાડ કુદાવીને હમણા આવીશ તો, યાદ રાખજે તારો જાન જ-ઇશ. આ ઉપરથી પેલા છોકરાએ કસો જવાબ આપ્યો નહિ, પણ ખુબ હસ્યો, તેથી મીનોચેહેરને એટલો તો ગુ-સ્સો ઉત્પન્ન થયો કે વાડ કુદીને તે એતરમાં જઇને પેલા છોકરાને મારતે, પણ ભોગજોગે જેઓ તે વાડ કુદી પાસે-ના એતરમાં જાયેચ્ય તેવોજ તેનો પગ સરી ગયો, અને એક ખાઇ કે જેમાં છાતી પુર પાણી તથા કાદવ હતો તેમાં ગબડી પડ્યો. થોડોકવાર સુધી તો બ્હાર નીકળવાને આમ તેમ ફાંફાં માર્યા પણ ફોકટ; તેના પગ કાદવમાં ચોંટી બે-ઠા હતા, જે માહા મુસ્કેલીએ બ્હાર કહાડવાને યત્ન કરતો ત્યારે કીનારા ઉપરની લીલને લીધે સરી જતા. તેને જે સુંદર કીમતી સાહ્યો પેહેર્યો હતો તે કાદવથી ખરાબ હાલ થઈ ગયો હતો, તેમજ તેને આએ શરીરે કાદવ કાદવ થઈ રહ્યો હતો. વળી જેવો પેહેલો પગ તે કાદવમાંથી બ્હાર કહાડવા જતો હતો તેવામાં તેણે પોતાનો એક જોડો ખોયો અને પાછળથી કીનારાપરથી તેનો પગ સરી ગયો, જેથી બીજો જોડોબી પાણીમાં ગયો. આવી હાલતમાં તે ઘણો વ-ખતવેર રહ્યો હોત પણ પેલા ચીંથરેહાલ કપડાવાળા છોકરા-એ તેના ઉપર દયા લાવીને તેનો હાથ પકડીને બ્હાર ક-હાડ્યો. મીનોચેહેર આથી એટલો તો સરમાઈ ગયો કે એક બોલ પણ બોલ્યા વગર ઘરભણી કાદવથી ખરડાયલોજ ચાલવા માડ્યું. રસ્તામાં ભોગજોગે દસ્તુર જમશીદ તેને સામે મલ્યા, તેઓ તેના આવા હાલ જોઇને જરા ચોંક્યા, કે રખેને એને કાંઈ ઘણી ઇજા થઈ હોય. પણ જ્યારે દ-સ્તુર જમશીદ મીનોચેહેરને પુછીને સઘળી બીનાથી વાકેફ

થયા ત્યારે તેનાથી હસ્યા વગર રહેવાયું નહિ. દસ્તુર જમશીદ હાલ તુરત તેને કસું કહ્યું નહિ, એટલુંજ કહ્યું કે નાહીધોઈને આપણી બંગલીમાં આવજો. આ ઉપરથી મીનોચેહેર લાગલો ઘેર ગયો, અને નાહીને નવાં કપડાં પેહેરીને દસ્તુર જમશીદ આગળ પેલી બંગલીમાં આવ્યો. જ્યાં તેને દસ્તુર જમશીદે પુછ્યું કે, "કેમછે? તને ઘણું વાગ્યું તો નથી!"

**મીનોચેહેર**—કાંઈ નથી સાહેબ, હું તો સારી કાંણીછું.

**દસ્તુર જમશીદ**—ઠીક ત્યારેતો, વારૂ એ બનાવ વિશે તું સું ધારેછે?

**મીનોચેહેર**—સાહેબ, મેં જ્યારે પેલા ચીથરેહાલ છોકરાને મારો દડો ફેંકવાને કહ્યું ને તે જ્યારે ન લાવ્યો અને વળી ઉલટો મારી સામાં પતરાજી કીધી તેથી હું લગાર ગુસ્સામાં આવી ગયો હતો.

**દસ્તુર જમશીદ**—ને તે છોકરાને દડો ફેંકવાની ફરજ પાડવાનો તને શો હક હતો?

**મીનોચેહેર**—કેમ નહિ સાહેબ? તે એક ચીથરેહાલ કપડાંવાળો છોકરો હતો, અને હું એક ગ્રહસ્થ હતો તેટલામાટે.

**દસ્તુર જમશીદ**—શું ત્યારે દરેક ગ્રહસ્થને ચીથરેહાલ કપડાંવાળા છોકરા ઉપર હુકમ કરવાનો હક છે?

**મીનોચેહેર**—વળી એમાં શું શક, સાહેબ.

**દસ્તુર જમશીદ**—વારૂ ત્યારે તારાં કપડાં ઘસાઈને ચીથરેહાલ થઈ જાય, અને તે કદાચ તેં પેહરેલાં હોય ત્યારે દરેક ગ્રહસ્થને તારા ઉપર હુકમ કરવાનો હક છે. નહિ વારૂ?

**મીનોચેહેર**—(જવાબ આપતાં જરા અચકાઈને) અંહ. પણ તે, સાહેબ, તે છોકરો વાડની પેલી બાજુએ હતો તેથી તે દડો ફેંકી શકતે તેમ હતું.

**દસ્તુર જમશીદ**—જો તેં તેને ભલમનસાઈથી કહ્યું હતે

તો કદાચ તે તેમ કરતે, પણ જ્યારે માણસ ચોડાઈ જઈ બીજા ઉપર હુકમ કરવા જાય ત્યારે તેના ચાકર શિવાય ભાગ્યેજ બીજા કોઈ તે બજાવી શકે. પણ વારૂ તે છોકરો ગરીબ ચીથરેહાલ હતો ત્યારે તેં તારો દડો લાવવાને સારૂ તેને કાંઈ પૈસા આપવા કહ્યા હશેની વારૂ?

**મીનોચેહેર**—ખરેખર, નહીંજ સાહેબ; મેં તેને કંઈ આપ્યું પણ નહિ અથવા આપવા કહ્યુંએ નહિ.

**દસ્તુર જમશીદ**—કદાચ તારી પાસે પૈસા હશેપણ નહિતો?

**મીનોચેહેર**—કેમ નહિ સાહેબ? મારી પાસે પાંચ દીનાર હતા.

**દસ્તુર જમશીદ**—ત્યારે કદાચ તે છોકરો તારા જેટલો પૈસાદાર હશે ?

**મીનોચેહેર**—નહિ સાહેબ, તેમ તો હતુંજ નહિ; કારણ કે તેનો પોશાક ફાટોતુટો હતો અને જોડા તો ઘસાઈ પીસાઈ ગયા હતા. તેવો તે વળી પૈસાદાર ગ્રહસ્થ હોય.?

**દસ્તુર જમશીદ**—અંહઃ હવે મને માલમ પડ્યું કે ગ્રહસ્થ કોને કેહેવો; જેની પાસે પુષ્કળ પૈસો હોય અને તે કોઈ ગરીબને આપે નહિ, પણ સાંમા વગર પૈસે ગરીબને વેઠ કરવા કહે, ને જો તે તેમ. કરવાને ના પાડે તો તેને મારે. જો તે કામ કરે તો તેને કાંઈ આપે તો નહિજ, પણ તેનો ઉપકાર સરખોએ ન માને. ખરેખર એતે ખરો ગ્રહસ્થ કેહવાય. વારૂ મીનોચેહેર હું ધારૂંચ કે મુબારકના સિંહને તું કંઈ ગ્રહસ્થ કેહેસે નહિ; કારણ કે તે સિંહ પૈસાદાર નોહોતો—પણ અંહ ખરી વાત તતો તે વાત વાંચીજ નથી તેથી તું ક્યાંથી કહી શકે; ચાલ હું તે તને વાંચી સંભળાવું. એમ કહી ટેબલ ઉપરથી એક ચોપડી લઈ નીચે પ્રમાણે એક વાત વાંચી.

# પ્રકરણ ૮ મું.

## મુબારક નામનો એક ગુલામ, અને સિંહ.

અસલના વખતમાં ગુલામો ઉપર તેના ધણીઓ ઘણું ઘાતકીપણું ગુજારતા હતા. કોઈ એક મુબારક નામના ગુલામને કોઈ પૈસાદાર માણસને ત્યાં વેચવામાં આવ્યો હશે. તે પૈસાદાર માણસ તેના ઉપર એટલું તો ઘાતકીપણું અને ઝુલમ ગુજારતો હતો કે તે બાપડાએ આખરે સંકટ વેઠવા કરતાં મરવું વધારે પસંદ કીધું. આ ઉપરથી તેણે જંગલમાં ન્હાસી જવાનું ઠરાવ્યું; તેણે વિચાર્યું કે "જો હું ફરીથી પકડાઈશ તો મારો ધણી મને રીબાવી રીબાવીને મારી નાખશે, પણ આવા સંકટમાં જારી રેહવા કરતાં એકદમ મરવું વધારે બ્હેતર છે. જો હું જંગલમાં ન્હાસી જઈશ તો મારે જંગલી પ્રાણીઓનો આસરો લેવો પડસે; પણ હું ધારૂંચ કે જેટલો મારો ધણી મારા ઉપર જુલમ ગુજારે છે તેટલો તે જંગલી પ્રાણીઓ કદી ગુજારસે નહીં; તેટલા માટે આવા દુઃખી ગુલામ તરીકે જારી રેહવા કરતાં તેઓ મને ફાડી ખાસે તે હું વધારે પસંદ કરીશ". આવો વીચાર કરીને એક દાહાડો તેણે પોતાના ધણીનું ઘર છોડી જવાની તક લીધી, અને એક ઝાડીવાલું જંગલ કે જેને સેહેરથી કેટલા એક માઈલ દૂર હતું ત્યાં ભરાયો, પણ અહીંઆં પેલા કમનસીબવાન માણસને માલમ પડ્યું કે "હું એક દુઃખમાંથી બચી બીજા સંકટમાં આવી પડ્યો છું." આખો દિવસ તે જંગલમાં આમતેમ રખડ્યો જ્યાં તેનું શરીર કાંટાવાળી ઝાડીઓને લીધે વારંવાર છોલાયા કરતું; તે ભુખ્યો થયો પણ આ એકાંત જંગલમાં તેને કસો ખોરાક મળ્યો નહીં. આખરે તે થાકથી મરવા જેવો થઈ ગયો હતો તેવામાં એક

ગુફા તેને દેખાઈ આવ્યો તેમાં તે સુતો. આ ગુફામાં પેલા કમનસીબવાન માણશને સુતાને ઝાઝો વખત થયો નહીં તેટલામાં તેણે એક ભયંકર અવાજ સાંભલ્યો જે તેણે જંગલી પ્રાણીનો ધાર્યો અને તેથી તેના હાંજાજ ગગડી ગયા.તે નાહસી જવા સારૂં એકદમ ઉભો થયો,પણ જેવો તે ગુફાના મોં આગલ જાયછે કે તરતજ એક મ્હોટા કદનો સિંહ તેને નજર પડ્યો. નાહસવાનો તો કસો લાગ રહ્યો ન હતો. હવે પેલા કમનસીબવાન માણસે પોતાની જીવવાની આશા છોડી,પણ જ્યારે તેણે પેલા પ્રાણીને શત્રુભાવ દેખાડી પોતાને ફાડીખાવાને બદલે.ધીમે પગલે તેમજ માયાલુપણાની નિસાંની બતલાવતું આગલ વધતું જોયું, અને એક શોકાતુર ચીશ પાડીને જાણે તે માણસની મદદ માગતું હોયની તેમ કરતું જોયું ત્યારે તેને ઘણી અજાયબી લાગી. મુબારક, જે ખુદરતીજ ઘણો બ્હાદુર અને દ્રઢ હતો તેથી તેણે હિમ્મત રાખીને પેલા વિકાળ પ્રાણીને આમ તેમ તપાસ્યું અને તેમ કરવાને તેણે તેને પુષ્કળ વખત આપ્યો. જેવો સિંહ તેની છેક નજદીક આવ્યો કે તરતજ મુબારકને માલમ પડ્યું કે તે એક પગે લંગડાતો હતો, અને તે પગ જાણે ઘાયલ થયલો હોયની તેમ અતિસે સુજેલો હતો. તે પ્રાણીની નરમ ચાલને લીધે તે એથી પણ વધારે હિમ્મત પકડીને તેની નઝદીક ગયો, અને તેનો સુજેલો પગ હાથમાં લીધો, અને જાણે કોઈ સસ્ત્રવેદ દરદીને તપાસ તો હોય તેમ તેણે તે પગ તપાસ્યો. જેથી તેને માલમ પડ્યું કે એક મ્હોટો કાંટો તેના પગના તલીઆંમાં ભોંકાયો હતો, અને તેજ કારણને લીધે તેનો પગ સૂજેલો હતો, તથા લંગડાતો હતો. આ પ્રમાણે તપાસતાં જ્યારે તેને માલમ પડ્યું કે તે પ્રાણી ગુસ્સે ન થતાં ઉલટો તેના તરફ મમતા દેખાડતો હ-

તો, અને પોતાના મોના ચાળાવડે જાણે તે કામમાં આગળ વધવાને કહેતો હોયની એમ બતલાવવા લાગ્યો, તે ઉપરથી તેણે તે કાંટો પકડીને બ્હાર ખેંચી કાહાડ્યો, અને મોજો દાબીને તેમાંથી પુષ્કળ પરૂ કહાડ્યું. પરૂ નિકલી ગયા પછી પેલા પ્રાણીને જે દુખો તથા બેચેની હતી તે દુર થયાં. જેવું તે સિંહને લાગ્યું કે હું આ પ્રમાણે દુઃખમાંથી મૂક્ત થયો કે તરતજ રમતીયાળ સિકારી કુતરાની પેઠે આમ તેમ કુદવા લાગ્યો, પોતાનું મ્હોડું પુછડું હલાવા લાગ્યો, અને પોતાના વૈદના હાથ પગ ચાટવા લાગ્યો, એટલુંજ નહિ પણ તે દિવસ પછી તે કદી તેને ભુલ્યો નહિ, અને પોતાના પરોણા તરીકે તેને રાખ્યો. તે પ્રાણી ગમે તેટલું ભુખું થતું છતાં શિકાર પોતાના કોતરમાં લાવી પોતાના મિત્ર સાથે વેચી લીધા વિનાં ખાતો નહિ. આવી જંગલી હાલતમાં મુબારક ઘણા એક દિવસ સુધી રહ્યો, અને એક દિવસે તે વગડામાં ફરતો હતો એટલામાં તેને પકડવા મોકલેલી સીપાઈઓની એક ટોલી તેને મલી, અને તેઓએ તેને તુરેતજ કેદી તરીકે પકડ્યો, અને તેના ધણી પાસે પાછા લેઈ ગયા તે વખ્તે તે દેશના કાયદા ગુલામો સામે ઘણા સખત હતા, તેટલા માટે તેના ઉપર કામ ચલાવ્યું, જેમાં તે પોતાના ધણી પાસેથી ન્હાસી જવાનો ગુન્હેગાર ઠર્યો, અને તેના ગુન્હાની સિક્ષા બદલ એક વિક્રાળ સિંહ કે જેને એથી પણ વધારે વિકાળ બનાવવા સારૂ ઘણા દિવસ સુધી ભુખો રાખવામાં આવ્યો હતો, તેની પાસે તેના ચુરેચુરા કરાવી નાખવાની ટેપ મળી. આ પ્રમાણે જ્યારે ઠેરવેલો વખત આવી પોહચ્યો ત્યારે પેલા કમનશીબ માણસને ચોતરફથી ઘેરી લીધેલા એક વિશાળ મેદાનમાં બીન હથીઆરે ખડો કીધો. આ કમકમાટ ઉપજાવે એ-

વો તમાસો જોવાને તે ઘેરી લીધેલાં મેદાનની આસ પાસ પુષ્કળ લોક એકઠું થયું હતુ. તરતજ એક ભયંકર બુમ સંભલાઈ, જેથી જોનારાઓ બીકથી ચમકયા. એક પાંજરૂં કે જેમાં પેલા સિંહને કેટલાક દિવસ સુધી ભુખો રાખ્યો હતો તે ખોલી દેવામાં આવ્યું, કે તરતજ ફાલ મારતો તથા ઉભી કીધેલી યાળવાળો અને લાલ ચોળ ન્દોળાવાળો તેમજ ખુલ્લી ઘોરની માફક વકાસેલા જડબાં વાળો એક રાક્ષસી સિંહ નીકળી આવ્યો. તુરત એક સોકાતુર ચુપકીદી ફેલાઈ, સઘળાઓની નજર મુબારક તરફ ખેંચાઈ, કે જેને માટે સઘળા જાણતા હતા કે એક પળમાં તેના ચુરેચુરા થઈ જસે, પણ જ્યારે તે સિંહને પોતાના નિરાધાર શિકારને ફાડીખાવાને બદલે તેના પગપર તાબેદારીથી નમતો તેમજ જેમ કોઈ નિમકહલાલ કુતરો પોતાના ધણીને જોઇને ગેલ કરેછે તેમ ગેલ કરતો, તથા જેમ કોઈ મા પોતાનું ખોવાઈ ગયલું છોકરૂં એકાએક પાછું મળે છે અને તે જેમ ખુશી થાયછે તે મિશાલ ખુશી થતો જ્યારે તેઓએ જોયો ત્યારે તેઓની દયા બદલાઈ જઇને આશ્ચર્ય ઉત્પન્ન થયું. તે શેહેરનો હાકેમ કે જે તે વખતે ત્યાં હાજર હતો તેણે મુબારકને મોટે સાદે બોલાવીને કહ્યું કે "આવું ક્રૂરમાંક્રૂર અને વિક્રાળમાં વિક્રાળ પ્રાણી જે પોતાનો જાતી ખવાસ એક ક્ષણમાં ભુલી જઇને આવું નિરપ્રાધી અને નિરપકારી શીરીતે બન્યું તેનો છુપો ભેદ અમને બધાને કહી સંભલાવ". આ ઉપરથી મુબારકે પોતે જંગલમાં ન્હાસી ગયો હતો ત્યાર પછીની સઘળી બિનાં કહી સંભળાવી, અને એવું કહીને છેડો આણ્યો કે "આજ સિંહ કે જે હમણા તમારી આગળ ઉભેલો છે તેનો જંગલમાં હું પરોણો હતો." આ સાંભળી સગળા લોકો આશ્ચર્ય પામ્યા,

અને માહોમાહે કેહવા લાગ્યા જે આવું ક્રૂરમાં ક્રૂર પ્રાણી સરખુ પણ દયાથી પીગળી શકેછે અને ઉપકારનો બદલો વાળી શકેછે. ત્યારબાદ સઘળાએ એકમત થઈને તે શેહેરનો હાકિમ કે જે તે વખતે ત્યાંજ બેઠેલો હતો તેને કાલાવાલા કરી આ ભાગ્યહિન માણસને માફી બખસવાને અરજ કીધી; આ માગણી તુરતજ સ્વીકારવામાં આવી. તેની સાથે વળી જે સિંહ કે જેણે આ પ્રમાણે બે વાર મુબારકની જીંદગી બચાવી હતી તેપણ તેને બક્ષેસ આપ્યો.

આ વાત વાંચી રહ્યા પછી દસ્તુર જમશીદ મીનોચેહેરને કહ્યું કે "કેમ મીનોચેહેર મુબારકના સિંહમાં ગ્રહસ્થના લક્ષણ હતાકે નહી" ?

**મીનોચેહેર**—ખરેખર સાહેબ તે પ્રાણીને ગૃહસ્થ કહેવાને મને કસું ખોટું લાગતું નથી.

**દસ્તુર જમશીદ**—ત્યારે સું પેલો છોકરો કે જેણે તારી આટલી બધી તોછડાઈ છતાં તને તે ખાબોચીયામાંથી બહાર કાહડ્યો તેને તું ગૃહસ્થ નહિ કહેસે!

આનો જવાબ મીનોચેહેરથી કસો અપાયો નહિ, એટલામાં સોરાબ આવી પોહચ્યો,તેને દસ્તુર જમશીદે કહ્યું કે "જાઓ તમો બેઉ જણા ફરી આવો, મારે જરા કામછે તે હું પણ જરા બાહાર જઈ આવું." આ ઉપરથી મીનોચેહેર તથા સોરાબ ફરવા નીકલ્યા; થોડેક છેટે ગયા હશે એવામાં શોરાબ એકાએક બોલી ઉઠયો "મારા સમ, મીનોચેહેર, મેં અહીંથી હમણા એક સસલાંને ભરાતું ભરાતું ન્હાસી જતાં જોયુંછે,તેથી હું ધારૂંચકે તેની પાછળ શિકારીઓ લાગ્યા હશે." એમ બોલી રહ્યા એટલામાં બે શિકારી કુતરા તથા તેઓની પાછળ એક સુંદર ઘોડા ઉપર સવાર થયલો ગૃહસ્થ જે જગ્યાએ તેઓ ઉભેલા હતા ત્યાં

આવી પોંહચ્યો. તેણે શોરાબને પુછ્યું કે "તેં અહીંઆંથી સસલાંને ન્હાસી જતાં જોયુંચ"?

શોરાબે જાણે સાંભળતો નથી તે મુજબ કસો જવાબ આપ્યો નહિ પણ જ્યારે પેલા ગૃહસ્થે ફરી મ્હોટે સાદે કહ્યું, ત્યારે શોરાબને જવાબ દેવાની ફરજ પડી.

**શોરાબ**—હા, મેં જોયુંછે ખરૂં.

**ગૃહસ્થ**—તે અહીંથી કયે રસ્તે ગયું વારૂં. ?

**શોરાબ**—(કેટલીક આનાકાની પછી) સાહેબ, તે કહેવાની મારી મરજી નથી.

**ગૃહસ્થ**—સું તારી મરજી નથી? હું તારી મરજી હમના આપોઆપ કરાઉંચ. એમ કહી ઘોડા ઉપરથી ઉતરીને શોરાબ પાસે આવ્યો, અને મછી પોતાની ચાબુક વડે તેને ખુબ ઝાપટયો. તે ચાબુક મારતો જાય ને બોલતો જાય કે "અયે બદમાસ, કેમ હવે તારી કહેવાની મરજી થાયચ કે?" આનો જવાબ શોરાબ એટલોજ આપતો કે "મેં તમને પેહેલેથીજ ના કહીછે તેથી તમો મને મારી નાખશો તો પણ હું તમુને કદી કેહવાનો નથી." શોરાબની આ હિમ્મતથી અને મીનોચેહેર જે ડસકે ડસકાં ખાઇને રરતો હતો તેની પેલા ક્રૂર માણસને કસી અસર થઈ નહિ પણ બચારા શોરાબને ફરીથી ખૂબ ઠોક્યો. એવામાં એક બીજો ગૃહસ્થ પોતાના ઘોડા ઉપર બેસીને આવ્યો, તેણે પેલાને કહ્યું "ભાઈ એ તુ સું કરેચ? આ છોકરાને મારીબારી નાંખવોચ?"

**પેહલો ગૃહસ્થ**—એ બદમાસ કુતરાને તો એમજ જોઇયે એણે પેલા સસલાંને અહીંથી જતાં જોયું છે, પણ તે કયે રસ્તે ગયું તે જોકે એ જાણેછે છતાં કહેતો નથી.

**બીજો ગૃહસ્થ**—(પેહેલાને આસ્તેથી) જો ભાઈ તુ

આમાં ફસી પડશે હં: કારણ કે (મીનોચેહેર તરફ આંગળી કરીને) આ બીજો છોકરો જે ઉભેલો છે તેને તો હું ઓળખુંછું. તે પડોસમાં એક પૈસાદાર ગૃહસ્થનો છોકરોછે, માટે ખૂબ સંભાળજે. ( શોરાબ તરફ નજર કરીને ) તેણે કહ્યું "ભાઈ,તેં જો તે સસલાંને ન્હાસીજતાં જોયું હોય તો તે કયે રસ્તે ગયું છે તે કેહવામાં તને શી હરકત છે ? કહીદેની ઝટ કે પંચાત મટે."

**શોરાબ**—( જરા દમખાઈને ધીમે સાદે ) સાહેબ, મારે તે ગરીબ પ્રાણીને ફસાવવાની મરજી નથી.

આ ઉપરથી પેલા બીજા ગૃહસ્થે પેહલાને કહ્યું કે "આ છોકરોતો મને કંઈ તરેહવાર લાગે છે. ભાઈ, ઠીકછે કે તે જેટલી હિમ્મત રાખેછે તેટલી તેની ઉમ્મર નથી, નહિતો તને બતાવી આપત."

એ મુજબ તેઓ બન્ને વાત કરતા હતા તેવામાં તેઓને કાને પેલા કુતરાઓનો અવાજ આવ્યો. તે સાંભળી પેલા બન્નેજણાઓ પોતપોતાના ઘોડા ઉપર ચઢી બેઠા, અને ખૂબ જોરથી દોડાવ્યા. તેઓ ગયા કે મીનોચેહેર, શોરાબ પાસે આવ્યો અને ઘણાજ માયાળુપણે પૂછ્યું કે "ભાઈ તને કેમ છે ?"

**શોરાબ**—જરા ચાબકાના મારને લીધે સળ ઉઠેલા છે, બીજું કંઈ નથી.

**મીનોચેહેર**—જો મારી પાસે એક બંદુક અથવા શમશેર હતે તો બતાવી આપત.

**શોરાબ**—કેમ ભાઈ તે વડે તું સું કરત ?

**મીનોચેહેર**—કેમ ? હું તે બદમાસ કે જે તારી સાથે આટલી બધી ક્રૂરતાથી વર્ત્યો તેને તે વડે મારી નાખત.

**શોરાબ**—મીનોચેહેર, એમ જો થાત તો ઘણું ખોટું થા-

ત, કેમકે તેનો કંઇ મને મારી નાખવાનો વિચાર ન્હોતો, અને જો હું પૂખ્ત ઉમ્મરનો હતે તો કદી તે મારી સાથે આવી રીતે વર્ત્તેજ નહીં. પણ હવે જે બનવાનું હતું તે બની ચુક્યુંછે. દસ્તુર જમર્શીદે કહેલું છે કે આપણા પેગંબરના કોલ મુજબ આપણે આપણા દુસમનોને માફ કરવું જોયે, એટલુંજ નહીં પણ જો આપણાથી કાંઈ તેમનું ભલું થતું હોય તો તે પણ કરવું જોયે, કે જેથી કરીને તેઓને પાછળથી પસ્તાવો થાય.

**મીનોચેહેર**—તેતો હશે, પણ વારૂ, તેં જરાપણ રડ્યા વગર આવો સખત ચાબકાનો માર સીરીતે ખમ્યો?

**શોરાબ**—રડયાથી મને કશો ફાયદો થતે નહીં. ઘણા ન્હાના છોકરાઓએ જરા પણ શોક કીધા વગર અથવા પાછા હટ્યા વગર ખમ્યું છે તેની. આગળ તો આ કંઈ બિસાદમાં નથી.

**મીનોચેહેર**—ભાઈ, એતો તારાથીજ ખમાય જો; જો હું તારી જગ્યાએ હતે તો મારાતો રામજ રમી જાત.

**શોરાબ**—અરે! ભાઈ જુવાન સ્પાર્ટનોએ જેટલું ખમેલું છે તેટલુંતો કોઇથી ન ખમાય.

**મીનોચેહેર**—તેઓ કોણ હતા, અને વળી તેઓએ એટલુંબધું તે સું ખમ્યું?

**શોરાબ**—સું તેઓ વિશે તું કસું જાણતો નથી? સાંભળ ભાઇ તેઓ અગાઉના વખતમાં એક બ્હાદુર લોક હતાં, તેઓની સંખ્યા ઘણી થોડી હતી, અને તેઓની આસપાસ ઘણા દુસમનો હતા, તેથી તેઓ પોતાના ન્હાના છોકરાઓને જેમ બને તેમ બ્હાદુર અને મજબુત બનાવતા. તે ન્હાના છોકરાઓને હમ્મેસાં ખુલ્લી હવામાં આમ તેમ ફરતાં, દોડતાં, કુદતાં, અને કુસ્તી રમતાં સિખવવામાં

આવ્યાં હતાં. તેઓને ખાવા સારૂં જાડા રોટલા સિવાય બીજાું કસું તેઓ આપતા નહિ, તેમજ તેઓને સુવાને પણ પુરૂં પાધરૂં આપતા નહિ, તેમજ તેઓને ઘણું ખ-વારતા નહિ, તથા લાડ પણ લડાવતા નહિ. આ કારણને લીધે તેઓ એટલા મજબુત અને બ્હાદુર હતા કે તેઓની બરાબરી કોઇ બીજાથી થઈ શકે એમ નહતું.

**મીનોચેહેર**—સું તેઓને ફરવા હરવા સારૂં ગાડી ઘોડા તેમજ ખાવા સારૂં મીઠાઈ મેવો તથા પીવાને માટે શરાબ એ કસું ન હતું? સું તેઓની ખીદમતમાં રેહવા સારૂં નો-કરો પણ નહતા?

**શોરાબ**—અરે ભાઈ, એમાંનું કસું પણ નહતું. કારણ કે તેઓના માબાપ એમ ધારતાં હતાં કે તેમ કીધાથી તેઓ બગડી જશે, તેટલા માટે તે સઘળાઓને એકજ સ-રખું ખાવાનું આપતાં (પછી તે રાજાનો છોકરો હોય કે ગરીબનો) તેમજ સઘળાઓને એકજ ઓરડામાં સાથે ખવાડતા, જ્યાં તેઓને બરાબર રીતે નિયમસર વર્તવાનું શિખવવામાં આવતું. ખાધા બાદ તે સઘળાઓને રમવા દેતા, અને ત્યાં જો તેઓ કંઈ મસ્તી તોફાંન કરતા તો તે-ઓને ચાબકથી સખત મારેતા; પણ તેની તેઓ દરકાર કરતા નહિ, અને રડવાને તથા કટાંણું મોં કરવાને તેઓ ધિક્કારતા.

તેઓ આ પ્રમાણે વાત કરતા હતા એટલામાં એકા-એક તેઓએ એક મ્હોટી બૂમ સાંભળી અને ફરીને જુવે છે તો એક ઘોડો ખુબ જોરથી દોડતો હતો. તેના ઉપરનો સવાર તેના ઉપરથી પડી ગયલો હતો, તેનો એક પગ પા-વડામાં ભરાઈ રહેલો હોવાથી તે ઘોડાની સાથે ઘસડાયા કરતો. સારાં નસીબે જે જમીનપરથી તે ઘોડો દોડતો આ-

વતો હતો તે લીલોતરીવાલી હતી, તેથી તે ઘોડાને બરાબર દોડવાનું ફાવતું નહતું, અને એજ કારણને લીધે તે સવારને પણ ઝાઝી ઈજા થઈ નહતી. શોરાબ જેને અસલથીજ પોતાનો જીવ જોખમમાં નાખી હમ્મેશાં મરદાનીનું કામ કરવાની ટેવ હતી તેણે તે ઘોડો જે એક ટેકરી તરફ વળવા જતો હતો ત્યાં આગળ દોડી જઈને તેની લગાંમ મજબુત પકડી અને તેને દોડતો અટકાવ્યો. એ અરસામાં એક બીજો ગૃહસ્થ બે ત્રણ સોબતીઓ સાથે ઘોડાઉપર આવી પોહચ્યો. તુરતજ સઘળાઓ પોતાના ઘોડા ઉપરથી ઉતરી પડ્યા અને પેલા પડી ગયલા માણસનો પગ પાવડામાંથી કાઢીને જેમ તેમ તેને ઉભો કીધો. જેવો તેને ઉભો કીધો કે તરતજ તે આકળો ગાભરો આમ તેમ જોવા લાગ્યો. સારા ભાગ્યેગે તેને ઘણું વાગ્યું નહતું તેથી તે થોડા વખત સુદ્ધિમાં આવ્યો. જેવું તેને બોલવાનું ભાન આવ્યું કે તરતજ પોતાના ઘોડાને ગાળ દેવા પડ્યો, અને ત્યારબાદ પુછવા લાગ્યો જે એ નિમકહરાંમ પ્રાણીને કોણે અટકાવ્યું. તેનો દોસ્તદાર (કે જેણે આગળ શોરાબને મારતાં અટકાવ્યો હતો તે) તુરત બોલી ઉઠ્યો, "કોણે? જે છોકરાને થોડા વખતપર તેં તારા ચાબકાવડે ખૂબ માર્યો હતો, અને જેની સાથે તેં આટલીબધી ગેરવર્ત્તણુંક ચલાવી હતી તેજ છોકરાએ. જો એ બહાદુર છોકરાએ હિમ્મત ન ચલાવી હતે તો તારી ખોપરી કે જેમાં હમણા થોડું વાગ્યું છે તે ફાટી જાત." આ સાંભળીને પેલો ગૃહસ્થ દિંગજ થઈ ગયો, અને એક શબ્દ પણ બોલ્યો નહીં, પણ તેના ચ્હેરા ઉપરથી એમ માલમ પડતું કે તેને ઘણો પસ્તાવો લાગ્યો. થોડોકવાર એ મુજબ ઉભો રહ્યા પછી તેણે પોતાના ગજવામાંથી પાકીટ કાઢીને દસ દિનાર શોરાબને આપવા માંડ્યા, અને તેની

સાથે બોલ્યો જે "થોડા વખતપર જે બન્યું હતું તેને માટે હું ઘણો દલગીરછું." શોરાબે લગાર વધારે ધિક્કારથી તેને આપવા કહેલી રકમ લેવાની સાફ નાપાડી, ને પોતાના દોસ્તની સાથે મુગો મુગો ઘરભણી ચાલતો થયો. રસ્તામાં ચાલતાં મીનોચેહેરે શોરાબને કહ્યું કે ખરેખર તારા કહેવા મુજબ પેલો ગૃહસ્થ આપોઆપ પસ્તાવામાં પડ્યો છે. એ મુજબ વાત કરતા કરતા ઘેર ગયા. બીજે દિવસે હમ્મેશની માફક મીનોચેહેર સ્હવારના પ્હોરમાં ઉઠ્યો, અને જેવું અજવાળું પડ્યું કે તરતજ દસ્તુર જમશીદ સાથે વાડીમાં કામ કરવા ગયો. શોરાબ આજે હમ્મેસની માફક હમકારાને લીધે પોતાના બાપને ઘર ગયો હતો. દસ્તુર જમશીદ અને મીનોચેહેર કામ પુરૂં કરીને બંગલીમાં જઇને બેઠા જ્યાં મીનોચેહેર દસ્તુર જમશીદને પુછવા લાગ્યો કે, "કેમ સાહેબ, હું અનાજ ઉગાડવા સારૂં આટલીબધી મ્હેનત કરૂંછું માટે હવે હું સારો છોકરો ખરો કે નહિં. ?"

**દસ્તુર જમશીદ**—ભાઇ, તેતો તું તારા અનાજનો કહેવો ઉપયોગ કરવા માગેછે તે જાણ્યા વગર શી રીતે કહેવાય, બોલ વારૂ તારૂં અનાજ તૈયાર થયા પછી તેં તેનો શો ઉપ્યોગ કરવા ધાર્યોછે?

**મીનોચેહેર**—સાહેબ, હું તેને ઘંટીમાં દળાવી મંગાવીશ, અને પછી તેના નાન બનાવીને ખાઇશ, અને મારા બાપને કહીશ કે મેં મારી મેહનતથી ઉગાવેલા અનાજના નાન ખાધાં છે.

**દસ્તુર જમશીદ**—એતો ઠીક, પણ તું તારી મ્હેનતથી ઉગાવેલા અનાજના નાન તું પોતેજ ખાશે તેમાં તેં શી નવાઈ કીધી? એમતો બધા લોક કરેછે અને તેમ જો ન કરે તો તેઓને ભુખે મરવું ન પડે?

**મીનોચેહેર**—પણ સાહેબ, તેમતો ગરીબ લોક કરે, મારા જેવા ગૃહસ્થ સાથે તેવા ગરીબોનોતે મુકાબલો થાય ?

**દસ્તુર જમશીદ**—શું ત્યારે ગૃહસ્થ આદમી બીજા ગરીબોની પેઠે ખાતા નહિ હશે?

**મીનોચેહેર**—સાવાસ્તે નહિ સાહેબ, તેઓ પૈસા ખરચીને સર્વેથી સરસમાં સરસ અનાજ ખાયછે, અને ગરીબો પોતાની ગરજે વેચી જાયછે.

**દસ્તુર જમશીદ**—પણ એતો જે દેશમાં ખોરાક મળે તે દેશની વાત છે. કોઈ બીજા મુલકમાં ગયા ને ત્યાં માણસની વસ્તી ન હોય અને ખોરાક પણ ન મળે ત્યારે ગૃહસ્થ માણસ શું પોતાની દોલતને ખાવાનો છે ?

**મીનોચેહેર**—વળી સાહેબ દુનિઆમાં એવા પણ દેશ હોય કે જ્યાં આદમી નહિ હોય અને ખોરાક પણ ન મળે?

**દસ્તુર જમશીદ**—બેશક એવા ઘણા દેશ છે.

**મીનોચેહેર**—હુંતો નહિં ધારતો કે એવા દેશ દુનિયામાં કુથે પણ હોય.

**દસ્તુર જમશીદ**—જો સાંભળ હમણા એ બાબત વિશે થોડા વખતપરજ એક વાત વાંચી છે. તે તુંને વાંચી સંભળાઉંચ.

---

# પ્રકરણ ૯ મું.

## બે ભાઈ.

અસલના વખતમાં એક વખતે લોકોને સોના રૂપાની ખાંણો સોધવાની લાલચ લાગી. એક બે જણાઓ ઘણા દુર દેશમાં ગયા હતા. જ્યાં તેઓને સોનાની ખાણ હાથ લાગી હતી, આ ઉપરથી ખુશરૂ નામના એક શખસને પણ

પોતાનું નસીબ અજમાવવાનો શોખ થઈ આવ્યો તે ઉપરથી તેણે પોતાનો મ્હોટો ભાઇ કે જેને તે પોતાના બાપ સરખો ગણતો હતો તેને પોતાની સાથે આવવાનું જણાવ્યું અને કહ્યું કે આપણને જેટલું સોનું અથવા રૂપું મળશે તેમાંથી અરધો ભાગ વેંહચી લઇશું.

ખુશરૂનો ભાઈ અરજાસ્પ જમાનાનો ખાવેલો હતો, અને તેની સાથે અતિઘણો સંતોષી હતો તેથી તેણે પોતાના ભાઇને ઘણો વાર્યો, અને કહ્યું કે "તું જે આ જોખમ ભરેલું કામ માથે ઉઠાવવા માગેછે તે ઘણું વિકટ છે ઘણા જણ એવું સાહસ કામ કરવા જવાથી પાયમાલ થઈ ગયા છે, અને કેટલાકતો માર્યા ગયા છે માટે ભાઈ તું તારે જે તને મળેછે તે સંતોષથી ખાયા કર." ખુશરૂના ધ્યાનમાં એ વાત ઉતરી નહીં અને જવાને સારૂ ઘણોજ બઝીદ થયો અને પોતાના ભાઇને પગે હાથે લાગી કાલાવાલા કરવા લાગ્યો. અરજાસ્પે જ્યારે જોયું કે મારા કેહેવાની તેને કંઈ અસર થતી નથી, ત્યારે લાચારીથી તેની સાથે જવાને કબુલાત આપી, એવી સરતે કે આપને એક બીજાની વચે પડવું નહિં અને જે સોનું અથવા રૂપું તને મળે તેમાંથી મારે કશો ભાગ જોઇતો નથી. ફક્ત મારો સેજસાજ સામન તથા થોડાક મજુરોને વાહાણપર સાથે બેસવા દેવા. ખુશરૂએ આ માગણી ઘણી ખુશી સાથે કબુલ કીધી અને પછી પોતા પાસે જે કંઈ હતુ તે સઘળું વેચીનાખીને એ ચાર ભાગ્યા સાથે ભાગ કરીને એક વહાણ ખરીદ્યું. સઘળાઓને આ વખતે એકદમ પૈસાદાર થવાની હોંશ થઈ આવી હતી; ફક્ત પેલો બુઢો અરજાસ્પ આ સઘળીઓની બેવકુફીને હસતો હતો. તેણે પોતાની સાથે થોડુંક અનાજ, પટેટા, તથા તરેહ તરેહવાર જાતની તરકારીના બીજ લીધાં

હતાં. આ જોઇને ખુશરૂએ પોતાના ભાઇને પોતાના બીજા ભાગીયાઓ સાથે હસી કહાડ્યો. આ પ્રમાણે તેઓ સઘળા તૈયાર થયા અને એક સારો દિવસ જોઇને વહાણ હંકાર્યું. સારે નસીબે પવન પુઠનો હોવાને લીધે થોડા દિવસમાં જે બંદરમાંથી સોનું ખોદી કાઢવા તથા પીગળાવવા વગેરેના ઓજારો ખરીદવાનાં હતાં ત્યાં આવી પોંહચ્યા. અહીંઆં ખુશરૂએ થોડાક ચાંચવા પાવડા તથા સોનું ગાળવાના ઓજારો ખરીદ્યાં. અરજાસ્પે એથી ઉલટું થોડાંક મેંઢાં તથા ચાર મજબુત બળદો ખરીદ્યા તથા તેઓને વહાણમાં ચાલે તે કરતાં વધારે ખોરાક લીધો. સઘળુ આ પ્રમાણે ખરીદ્યા બાદ વહાણ તેઓએ ફરીથી હંકાર્યું. પવન પુઠનો હોવાને લીધે ફક્ત બેજ દિવસમાં જે ટાપુપર સોનું રૂપું સોધવા જવાના હતા, ત્યાં આવી પોંહચ્યા. અહીંઆ અરજાસ્પે પોતાના ભાઇને કહ્યું કે "ભાઈ હું તારી સેવા બજાવવા અહિં સુધી આવ્યોછું. હવે હું આ કીનારા ઉપર મારા સરસામન સાથે રહીશ, અને તમો તમારે બેલાશક સોનું રૂપું શોધવા જાઓ, અને જ્યારે તમો તમારી મરજી મુજબ મેળવો ત્યારે આ કીનારા તરફ પાછા ફરજો, હું તમારી સાથે પાછો આવવાને તૈયાર રહીશ." ખુશરૂને આથી ઘણો ગુસ્સો ઉત્પન્ન થયો. તેણે એકદમ પોતાનાભાઇ વગર સોનું રૂપું સોધવા નીકળી પડવાનો ઠેરાવ પોતાના ભાગીયાઓને જણાવ્યો એટલુંજ નહિ પણ પોતાના ભાઈ તરફ પોતાનો ધિક્કાર સઘળાઓને જાહેર કીધો. તે બોલ્યો "હું હમેશાં એમજ ધારતો હતો કે મારો ભાઇ એક અક્કલવાન ડાહ્યો પુરૂષ છે. પણ હવે મને માલમ પડેછે કે લોકો જે એને આટલો બધો વખાણતા હતા તેમાં તેઓ ઘણી ભુલ કરેતા હતા; અહીંઆ જાણે કે પોતાના ઘરની માફક

મઝા કરવા આવ્યો હોયની! તેમ ઘેટાં અને બળદો લાવ્યો છે. અહિંઆ પણ એના બાપદાદાનું ખેતર હોયની તેમ બધી તરકારી વગેરેના બીજો લાવ્યો છે. શું એની અક્કલ છે? ખરેખર એના કમનસીબે એને કાંઇજ સુજ પડતું નથી. અરે! પણ ચાલો ભાઇઓ આપણે આપણો કિંમતી વખત શું કામ નકામો ગુમાવીએ? ચાલો ખુદાને યાદ કરો, ખુદા કરશે તો હવે પછીની આપણી જીંદગીમાં આપણે સુખી થઇશું." આ બોલવા ઉપરથી સઘળાઓ બોલી ઉઠ્યા, સાબાસ! સાબાસ! રંગછે! અને પછી તેઓએ આગળ ચાલવા માંડ્યું. ચાલતાં ચાલતાં રસ્તામાં તેઓને કેટલાએક પ્હાડો ઓળંગવા પડ્યા, વળી રસ્તામાં કેટલીક ન્હાની ખાડીઓ પણ ઓળંગવી પડતી. કોઈ કોઈ વખતે બિચારા તાપમાં બળ્યા ઝળ્યા થઈ જતા કોઈ કોઈ વખતે વરશાદના ઝાપટાં ખુબ જોરમાં આવતાં તેથી લચકાબોળ થઈ જતા. ને થંડીને લીધે કાંપતા. એમ છતાં પણ તેઓએ સોના રૂપાની તપાસ તથા સોધ ખોળ જારી રાખી. મ્હા મ્હેનતે અને ઘણુંક જોખમ વેઠ્યા બાદ તેઓને સોનાની ખાણનો પત્તો મળ્યો,. આથી સઘળાઓ ઘણા ખુશી થયા, અને આતુરતાથી મ્હેનત કરવા લાગ્યા. થોડા દિવસ આમ મ્હેનતમાં ગુજાર્યા બાદ તેઓએ સોનું તો પુષ્કળ એકઠું કીધું, પણ હવે તેઓનો ખોરાક ખુટી પડ્યો તેથી તેઓ ઘણા ઘભરાવા લાગ્યા, તેમ છતાં પણ આસપાસ જે ઝાડો ઉગેલાં હતાં તેની છાલો વગેરે ખાઇને દહાડો કહાડવા લાગ્યા, પણ આમ કરતાં તેઓમાના બે ત્રણ સખસો ભુખથી મરી ગયા, ત્યારે બાપડા જે બે ત્રણ બાકી રહ્યા હતા તેઓ સોનું લઇને જે જગ્યા પર તેઓ અરજાસ્પને મુકી આવ્યા હતા ત્યાં પાછા જવાનો ઠેરાવ કીધો,

પણ હવે તેઓમાં ઝાઝી શક્તિ રહી નહતી અને વળી તેઓમાંનો એક સોબતી રસ્તામાં ચાલતાં ચાલતાં થાકને ભુખથી મરણ પામ્યો તેથી તેઓના હાંઝા ગગડી ગયા. થોડા દિવસમાં જેમ તેમ કરી જે જગ્યાએ પેલા બુઢા અરજાસ્પને છોડી આવ્યા હતા ત્યાં ટાંટિયા ઘસતા ઘસતા આવી પહોંચ્યા.

આ ઠેકાણે અરજાસ્પ કંઈ નવરો બેઠેલો ન્હોતો. જ્યારથી તેઓ સોનું સોધવા ગયા હતા ત્યારથી તેણે કીનારાપરની થોડીક જમીન ખેડીને થોડાક ભાગમાં અનાજ અને બાકીનામાં તરકારી કીધી અને પોતે ખેતરમાં કામ કરતાં બાકી જે વખત મળતો તે નકામો ન ગુમાવતાં ચાકરો સાથે માછલી પકડી તેને ખારી કરી સુકવવામાં રોકતો. તેની પાસે જે ઘેટાં હતાં તેઓમાંના ઘણાખરાને બચ્ચાં થયાં હતાં તે ઉપરથી તેઓની સંખ્યા પણ વધી હતી.

હવે જેવા તેઓ આવી પહોંચ્યા કે તરતજ બુઢો અરજાસ્પ પોતાના ભાઇને ખુબ ભેટચો, અને પછી પુછવા લાગ્યો જે "ભાઈ, તમને શું ફતેહ મળી?" ખુશરૂએ જવાબ દીધો "ભાઈ હમને સોનુતો પુષ્કળ મળ્યું છે, પણ હમે ભુખે મરી ગયા છૈયે માટે હમને હમણા ને હમણા કંઈ પણ ખાવાનું આપ, કારણ કે આજ ચાર દિવસ થયા ફક્ત ઝાડની છાલ શિવાય હમે કસું ખાધું નથી, માટે તુરત કંઈ પણ ખાવાનું આપ."

**અરજાસ્પ**—(લગાર ગંભીર થઇને) ભાઈ આપણે જ્યારે આપણા મુલકમાંથી નીકળ્યા ત્યારે શો કરાર કર્યો હતો કે એક બીજાની વચ્ચે કોઇએ પડવું નહિં; તેછતાં તું જ્યારે મારી પાસે ખાવાનું માગેછે ત્યારે મને ઘણું અંજાયબ લાગેછે.

ખુશરૂ આ સાંભળી ઘણો ખીજવાયો પણ કરે શું—

લાચાર, કસો ઉપાય રહ્યો નહતો. જો થોડા વખતમાં તેને તથા તેના બાકી રહેલા એક બે સોબતીઓને ખોરાક ન મળે તો તેઓ મરી જાય એવું હતું. આવા અંતના વખતમાં જ્યારે તેનો પોતાનો સગો ભાઈ તેને ભુખે મરવા દે એ શું થોડું ઘાતકી પણું? શું આ બુઢા અરજાસ્પના મનમાં દયા હતીજ નહીં? શું તે પોતાના વાહાલા ભાઇને ચ્હાતો નહોતો? શું તે આટલો ઘાતકી હતો કે પોતાના ભાઇને ભુખે મરવા દે? બરબોત નહીંજ; આમાં તેની કંઈ બીજીજ મતલબ હતી તે શું હતી તે હવે પછી જણાશે; પણ જ્યારે આ બુઢા અરજાસ્પે જોયું કે પોતાના ભાઇને તુરત ખોરાકની જરૂર છે ત્યારે તેણે વળી વાત છેડીને કહ્યું કે "ભાઈ જો તું તથા તારા સોબતીઓ આ બધા સોના ઉપરથી હાત ઉઠાવો તો હું તુને તથા તેઓને ખાવાનું આપું." કેવી શખત માગણી!!! શું આવી જેહમત, આટલું શંકટ, અને આટલો બધો ભખમરો વેઠીને જે સોનું તેઓએ મેળવ્યું હતું તે ફકત ખાવાના બદલામાં આપીદે? બેશક નહીંજ-પણ લાચાર-માણસને હમ્મેસાં પોતાની જીંદગી ઘણીજ વાહાલી લાગેછે. આખરે તેઓને બુઢ્ઢા અરજાસ્પની આવી શખત અને ઘાતકી માગણી કબુલ કરવાની ફરજ પડી. એ મુજબ એવી હાલતમાં બે દિવસ નીકળી ગયા. પેલા જમાનો ખાધેલા બુઢ્ઢાએ પોતાના ભાઇને કહ્યું કે "ભાઈ હવે આપણે આપણા દેશમાં પાછા ફરીએ તો સારૂં, કારણ કે પવન પુઠનો છે, માટે આપણે જલદી પુગી જઇસું". આથી ખુશરૂએ એક ઉંડો નિસાસો મુકી જવાબ દીધો કે "જ્યારે હમારી પાસે જેટલું સોનું હતું તે સઘળું તેં લેઈ લીધું અને હમારી સાથે આવી સખત અને ક્રૂર ગેરવર્તણુંક ચલાવી ત્યારે બ્હેતર કે તારે હમારા વગર એકલા જવું.હું તો આવા ઘાતકી

નિર્દય ભાઈની સાથે વહાણમાં બેસીને ઘર જવા કરતાં આ ઉજ્જડ કિનારા ઉપર ભુખે મરી જવાનું વધારે પસંદ કરીશ."

બુઢ્ઢા અરજાસ્પથી હવે ઝાઝી વાર થોભાયું નહીં; એકદમ તે પોતાના ભાઈ તરફ દોડીગયો, અને તેને ખુબ ભેટીને બોલ્યો "મારા પ્યારા ભાઈ, શું તું એમ ધારે છે કે જે સોનું તેં આટલી બધી રંજ અને જેહમત ખેંચીને મેળવ્યું છે તે હું તારી પાસેથી લઈ લઈશ? દુનીઆંનું સઘળું સોનું ગરક થઈ જાઓ તોપણ શું હું મારા પ્યારા દીલોજાન ભાઈ સાથેજ આવી ઘાતકી અને અણઘટતી વર્તણુંક ચલાઉ?—અફશોશ—પણ જ્યારે દોલતને માટે તારામાં તથા તારા સોબતીઓમાં હું જે નીચ લાલચ જોઉં છું ત્યારે તે ભુલ સુધારવાને હું વધારે પસંદ કરૂંછું. તુ મારી નાકિશ અક્કલને ધિક્કારી કાઢતો હતો અને એમજ ધારતો હતો કે દુનિઆમાં જેને દોલત મળી તેને બીજા કસાંની જરૂર નથી પણ હું ધારૂં છું કે તારા ઉપર જે વીત્યું છે તેથી હવે તને સમજણ આવી હશે; હવે મને લાગે છે કે અગાઉ કરતાં તું વધારે ડાહ્યો થયો છે, માટે આ તારૂં સઘળું સોનું પાછું લે. હું આશા રાખુંછું કે તું તેનો સારો ઉપ્યોગ કરશે."

ખુશરૂ પોતાના ભાઈની આ ઉદારતા જોઇને એકદમ દીંગજ થઈ ગયો. જે સોનાની તે તદન આશાજ મુકી બેઠો હતો, અને જે પાછુ મેળવવાનું તેના સ્વપ્નામાં પણ નહતું, તે જ્યારે તેના ભાઇએ પાછું આપવા કહ્યું ત્યારે તેને કેટલી ખુશી પેદા થઈ હશે? તેના આંખમાંથી નવધાર હર્ષના આસું નીકળી પડયાં. પોતાના ભાઈની આ ઉમદા શિખામણ તથા ઉદારતા જોઇને તેનો ઉપકાર માનવા લાગ્યો અને હવે કબુલ કરવા લાગ્યો કે " બેશક, ઉદ્યોગ સોથી ચઢીઆતો છે." ત્યારપછી તેઓ પોતાને મુલક જવા

સારૂ ઉપડી ગયા, અને થોડા દિવશમાં શઘળાઓ સહી સલામત આવી પહોંચ્યા. રસ્તામાં ખુશરૂ જે સોનું તેને બાગે આવ્યું હતું તેનો અરધો ભાગ પોતાના ભાઇને આપવાને વારંવાર ખ્હૌસ કરતો પણ તેનો જવાબ તે એટલોજ વાળતો કે "ભાઈ જે પોતાનું ગુજરાન પોતાની મેલે ચલાવી શકે છે તેને સોનાની કશી જરૂર નથી".

જ્યારે દસ્તુર જમશીદે વાત પૂરી કીધી ત્યારે મીનોચેહેર બોલી ઉઠ્યો "ખરેખર સાહિબ, બુઢ્ઢો અરજાસ્પ ઘણોજ અકલવાન હોવો જોઇયે. જો તે તેઓ સાથે સોનું સોધવા ગયો હોત તો ખુશરૂ તથા તેના સાથીઓ ભૂખથી મરીજાત. પણ જો એથી ઉલટું તેઓ. આપણા દેશમાં હતે તો કદી તેઓ ભૂખે મરતે નહીં; અહીંઆં તો જો તેઓ થોડા પૈસા ખરચતે તો તેઓ પોતાનું ખાણું સારી રીતે મેળવી શકતે".

**દસ્તુર જમશીદ**—શું ત્યારે માણસ હમ્મેસાં ઇરાંન અથવા બીજો કોઈ દેશ કે જ્યાં માણસની વસ્તી તથા ખાવા પીવાનું મળેછે ત્યાંજ જાયછે, બીજે કેયે જતાંજ નથી?

**મીનોચેહેર**—બેશક નહીંજ સાહેબ.

**દસ્તુર જમશીદ**—બોલ વારૂ, આ બે ભાઇઓ જે દેશ ગયા હતા તે દેશમાં જો બુઢ્ઢો અરજાસ્પ નહતે તો ક્યાંથી ખાણું મળતે?

**મીનોચેહેર**—ખરેખર સાહેબ, આ બે ભાઇઓ જે દેશ ગયા હતા તે દેશ તેવો ખરો.

**દસ્તુર જમશીદ**—ભાઈ, તે કંઈ દુનિયામાં એકલોજ દેશ નથી. એવા એવાતો. ઘણા ઉજડ દેશોછે કે જ્યાં માણસની વસ્તી નથી તેમજ બીલકુલ ખોરાક મળી શકતો નથી.

**મીનોચેહેર**—હવે મારા ધ્યાંનમાં ઉતર્યું ખરૂં, બેશક તેવા દેશો હોવાજ જોઇએ સાહેબ.

વાત પૂરી થઈ તેથી દસ્તુર જમશીદ મીનોચેહેર સાથે આમ તેમ ફરીને ઘરભણી આવ્યા. પછી દસ્તુર જમશીદને કાંઈ કામ નીકળવાથી બહાર જવું પડયું તેથી મીનોચેહેર એકલો પડ્યો કારણકે શોરાબતો પોતાના બાપને ઘેર ગયો હતો, તે છતાં મીનોચેહેર પોતાનો વખત ચોપડીમાંથી વાતો વાંચી રમુજમાં ગાળી શકયો. રાત્રે દસ્તુર જમશીદ સાથ ખાણું ખાધા બાદ સુઈ ગયો, બીજે દિવસે સહવારનાં હમ્મેશની માફક મીનોચેહેર દસ્તુર જમશીદ સાથે વાડીમાં કામ કરવા ગયો, જ્યાં તેને શોરાબ પણ મળ્યો જે તેઓની અગાડીનો પોતાના બાપને ત્યાંથી આવીને પોતાને સોંપી આપેલા જમીનના કીત્તામાં કામ કરતો હતો. કામ પુરૂં કીધા બાદ સઘળાઓ હમ્મેશની માફક પેલી બંગલીમાં જઇને બેઠા. શોરાબ ઘરથી પોતાની સાથે પેલું મરઘીનુ બચ્ચુંકે જે તેણે સમડીના પંજામાંથી મરતું મરતું બચાવ્યું હતું તે લેતો આવ્યો હતો; તેને બંગલીમાં મુકી કામ કરતો હતો, પણ જ્યારે તે પાછો બંગલીમાં આવ્યો ત્યારે તુરત તે બચ્ચું તેની આગળ દોડી આવ્યું અને તે જ્યાં જતો ત્યાં તેની પાછળ જતું. તે બેસતો તો તે તેના પગ પર આવીને બેસતું, તેણે પોતાના હાથે જરા ચોખા ખવાડયા તે તેણે ખાધા. આ જોઇને મીનોચેહેર છક થઈ ગયો અને પૂછવા લાગ્યો જે "ભાઈ, આ મરઘીના બચ્ચાંને તેં શી રીતે આવું શિખવ્યું."

**શોરાબ**—ભાઈ મેં એને શિખવવા પાછળ કાંઈ મેહેનત લીધી નથી, ફક્ત એ પ્રાણી જ્યારથી સખત ઘાયેલ થયલું હતું ત્યારથી એ જ્યાંસુધી બરાબર સાજું થયું ત્યાં સુધી મેં એને ખવડાવ્યું અને તેથી તે મારી સાથે આટલું બધું હળી ગયુંછે.

**મીનોચેહેર**—ખરેખર એ મને ઘણું અજાયબ જેવું લાગેછે, કારણકે સઘળાં પ્રાણીઓ જ્યારે માણસ તેઓની નજદીક જાયછે ત્યારે તુરત ન્હાશી જાયછે; બલકે આપણે આપણા ઘરમાં મરઘા પાળીએછીએ છતાં તેઓ આપણી આગળ આવતાં નથી, પણ જો આપણે તેઓને પકડવા જઇએ છીએ તો તે ન્હાસી જાયછે.

**દસ્તુર જમશીદ**—વારૂ મીનોચેહેર આનું કારણ તું સું ધારેચ ?

**મીનોચેહેર**—કારણકે સાહેબ, તેઓ જંગલીછે.

**દસ્તુર જમશીદ**—તેઓ જંગલીછે એટલે શું ? તે હું શમજી શકતો નથી.

**મીનોચેહેર**—ખરેખર સાહેબ, એટલું બધું સમજાવવાની મારામાં શક્તિ નથી; તોપણ એટલુંતો કહી શકીશ કે તેઓ ખુદરતી જંગલીછે.

**દસ્તુર જમશીદ**—જો તારા કહેવા પ્રમાણે તેઓ ખુદરતીજ જંગલી હોય તો આ મરઘીનું બચ્ચું શી રીતે આટલું બધું શોરાબ સાથ હળી જાય ?

**મીનોચેહેર**—તેનું કારણ એજ કે શોરાબ તેની તરફ ઘણી માયાળુ રીતે વર્ત્યો હતો.

**દસ્તુર જમશીદ**—ત્યારેતો એ ઉપરથી એમ માલમ પડે છે કે પ્રાણીઓ સાથે જો માયાળુપણે વર્તે તો તેઓ હળી જાય નહીં વારૂ ?

**મીનોચેહેર**—મને પણ એમજ લાગેછે સાહેબ.

**દસ્તુર જમશીદ**—વારૂ ત્યારે માણસ જાણીજોઇને તેને ઇજા કરે તો તે ન્હાસી જાય ખરૂં કેની?

**મીનોચેહેર**—બેશક સાહેબ.

**દસ્તુર જમશીદ**—હવે તે ન્હાસી જાયછે ત્યારે તું કહે

છે કે તે જંગલી છે કેમ ખરીવાત કે ?

**મીનોચેહેર**—હા સાહેબ.

**દસ્તુર જમશીદ**—ઠીક ત્યારે પ્રાણીઓ પોતાને ઇજા થવાની બીકથી બ્હીને ન્હાશી જાયછે તેટલાંજ કારણસર તેઓને જંગલી કેહેવાં; નહીં વારૂ ?

**મીનોચેહેર**—બેશક સાહિબ.

**દસ્તુર જમશીદ**—હું ધારૂંછું કે જો વાઘ અથવા સિંહ આવે તો તું પણ બ્હીને નાસી જાય. કેમ ખરૂં કેની ?

**મીનોચેહેર**—ખરેખર સાહેબ, હુંતો બ્હીને ન્હાસી જાઉં.

**દસ્તુર જમશીદ**—હવે તું જ્યારે ઇજા થવાની બ્હીકથી બ્હીને ન્હાસી જાય ત્યારે તુને જંગલી કેહેવો કે નહીં ? મીનોચેહેર આથી ખૂબ હરયો ને જવાબ દેઇ શક્યો નહીં. તે ઉપરથી દસ્તુર જમશીદે કહ્યું કે "જો ભાઈ, તારે પ્રાણીઓ પાળવા હોય તો બેશક તારે તેઓની ઘણી સારી રીતે સંભાળ લેવી જોઇએ, કે જેથી કરીને તેઓ તારાથી વધારે વાર બ્હીસે નહીં પણ તારી સાથે હળી જશે." આ ઉપરથી શોરાબ બોલી ઉઠ્યો "બેશક સાહેબ, આપ કહોછો તે ખરૂંછે, મારા બાપની પાસેની વાડીમાં એક ખેડુતનો છોકરો જે હમ્મેસાં મ્હોટા નાગને દુધ પાય છે, ને જો તે નાગ જલદી જલદી દુધ પીવા જાયચતો તો તે પોતાના ચમચા વડે ધીમે ધીમે મારેછે છતાં તે નાગ તેને કસી ઈજા કરતો નથી.

**મીનોચેહેર**—સું તે તેને કરડતો નથી ?

**શોરાબ**—નહીંજ; ઉલટો તે તેના હાથપર ગુંચલું થઇને જાણે ગેલ કરતો હોયની તેમ લાગે છે.

મીનોચેહેર આ વાત સાંભળી ઘણો ખુશી થયો, અને એ બાબત પોતે જાતે અજમાએસ કરવાનો ઠરાવ કીધો.

બીજે દિવસે સવારમાં હંમ્મેશની માફક વાડીમાં કામ કર્યા પછી તે બંગલીમાં ન બેસતાં દસ્તુર જમશીદની રજા લેઇને ફરવા જવાને બ્હાને ગઈ કાલે પોતે કરવા ધારેલી અજમાએશ સારૂં નીકળ્યો. રસ્તામાંથી તેણે એક નાન ખરીદ્યુ, અને તે લઇને એવા વિચારથી આગળ ચાલ્યો કે જે પ્રાણી પ્હેલું મને મળે તેને ખવડાવું. આગળ ચાલતાં તેને એક ગધેડાનું બચ્ચું મલ્યું, કે જે તેની મા થી વછુટું પડ્યું હતું. મીનોચેહેર આ જોઇને તેને બોલાવતો બોલાવતો તેની આગળ જવા લાગ્યો, પણ તે ગધેડાંનું બચ્ચું કાંઈ મીનોચેહેરના વિચારને સમજ્યું નહીં; પણ જેવો તે નજદીક આવ્યો કે તુરત ન્હાસેવા માંડ્યું. મીનોચેહેર આથી ગુસ્સે થઈ ગયો, અને બોલવા લાગ્યો કે "હે નિમકહરામ પ્રાણી જ્યારે હું તુને ખવાડવા આવ્યો ત્યારે તું મારી સાથે આવી ચાલ ચલાવેછે?" એમ કહીને તેની પાછળ દોડીને તેનું પૂછડું પકડ્યું અને પછી તેના મોઢામાં નાન મુકવા ગયો, પણ જેવું તેણે તેનું પૂછડું પકડ્યું તેવું તે પ્રાંણી ખુબ પછાડા મારી ન્હાસવાનું યત્ન કરવા લાગ્યું. મીનોચેહેરે પણ પૂછડું ખૂબ જોરમાં પકડી રાખ્યું, જેથી તે પ્રાંણી હવે બૂમ પાડવા લાગ્યું જે સાંભળી પાસેના ખેતરમાંથી તેની મા દોડી આવી, તેને જોઇને મીનોચેહેરે પેલાં બચ્ચાંને છોડી દીધું, પણ જેવું તેણે તેને છોડ્યું કે આંચકા સાથે તે (મીનોચેહેર) ભોંય ઉપર પડ્યો. જમીન ભીની હોવાને લીધે તેનો પોશાક સઘળો ખરાબ થઈ ગયો. આથી તે ખુબ ચીડાયો. તુરત પાછો ઉઠીને તે પેલી ગધેડીની પાછળ દોડ્યો, અને તેનું પૂછડું પકડીને તેના પેટમાં મુક્કી મારવા લાગો. પણ જેવી તે ગધેડીએ લાત ઉછાડી કે તુરત પૂછડું છોડી દીધું ને અગાઉની માફક આંચકા સહિત

પાછો નીચે પડ્યો. આ વખતે તેને જરા વાગ્યું, તેથી મ્હોટેથી રડવા લાગ્યો, તેવામાં એવું બન્યું કે દસ્તુર જમશીદ બંગલીમાંથી શોરાબની સાથે ઘર જતો હતો, તેણે મીનોચેહેરનો રડવાનો સાદ સાંભળ્યો તેથી તુરત તે જગ્યા ઉપર બન્ને જણા દોડી ગયા, ત્યાં જઇને જોએચ શું કે મીનોચેહેર ભોંય ઉપર પગથી તે માથાં સુધી કાદવથી ખરડાઈ ગયલો પડેલો હતો અને રડ્યા કરતો હતો. આથી દસ્તુર જમશીદ ઘણો બીધો, અને જેવો તે મીનોચેહેરને ઉઠાડવા ગયો તેવોજ મીનોચેહેર મ્હોટે સાદે બોલી ઉઠ્યો "સાહેબ, આ જે થયુંછે તે તમોએ મને પ્રાણીઓ પાળવા માટે કહ્યું તેથીજ. મારા મનમાં કે તે પ્રાંણી મને ચ્હાય તેથી તેમ કીધું; અને તેનું સું પરીણામ આવ્યું તે આપ જુવોછો."

**દસ્તુર જમશીદ**—મને લાગેછે કે તારી સાથે કોઇ પ્રાણી ઘણી ખરાબ રીતે વર્ત્યું છે, પણ હું આશા રાખુંછું કે તને ઝાઝી ઇજા થઈ ન હસે અને જો આ સઘળું મારા કહેવાથીજ થયું હોય તો બેશક હું તેથી ઘણો દલગીર છઉં.

**મીનોચેહેર**—હું એમ નથી કહેવા માગતો કે મને ઘણી ઇજા થઇચ.

**દસ્તુર જમશીદ**—ત્યારેતો તુ ઘર ચાલ, ત્યાં નાહી ધોઇને પોશાક બદલ પછી એ વિશે આપણે વાત ચલાવસું. મીનોચેહેર તુરત દસ્તુર જમશીદ સાથે ઘર તરફ ચાલ્યો. નાહી ધોઇને પોશાક બદલીને દસ્તુર જમશીદ આગળ આવ્યો. આથી દસ્તુર જમશીદે તેને પુછ્યું કે "મીનોચેહેર તારો આવો હાલ શી રીતે થયો." મીનોચેહેરે સઘળી બીના કહી, તે સાંભળી દસ્તુર જમશીદ બોલ્યો "આ બનાવને લીધે હું ઘણોજ દલગીરછું, પણ મને ઈયાદ નથી કે મેં તને કદી ગધેડાનું પુંછડું પકડવા કહ્યું હોય!"

**મીનોચેહેર**--નહીં સાહેબ, પણ તમોએ મને કહ્યું હતું કે પ્રાણીઓને ખવાડ્યાથી તેઓ આપણી સાથે હળી જાય છે તે મુજબ હું તે ગધેડાંના બચ્ચાંને ખવડાવવા ગયો.

**દસ્તુર જમશીદ**—પણ તેં તે અજમાએશ ખોટી રીતે કીધી તેમાં મારો શો વાંક ? તે પ્રાણી તારો વિચાર સમજ્યું નહીં, અને જ્યારે તેં તેનું પૂછડું પકડ્યું ને તેને ન્હાસતાં અટકાવ્યું ત્યારે તે ખુદરતી રીતે બૂમ પાડવા લાગ્યું ને જે સાંભળી તેની મા દોડી આવી. તારાં સારાં નસીબે હજુ તને ઝાઝી ઈજા થઈ નથી. બાકી જો તે પ્રાણીની તને એક બે લાત લાગી હતે તો તારા ઘણાજ માઠા હાલ થતે. આ સઘળું તારી બીનમાહેતગારીથી થયું છે, માટે હું આશા રાખુંછું કે હવે પુછી તું ખૂબ સંભાળીને ચાલશે. કોઈ પણ પ્રાણીનો ખવાસ અને ચાલ જાણ્યા વગર કદી તેની વચ્ચે પડવું નહીં, એ તું ખૂબ યાદ રાખજે નહીંતો પેલા હાથીએ પેલા દરજીના જેવા હાલ કીધા હતા તેવા થશે.

**મીનોચેહેર**—સાહેબ, હાથી તે શું ?

**દસ્તુર જમશીદ**—સાંભળ.હાથી એક ચોપગું જનાવરછે. તે સઘળાં ચોપગાં જાનવરો.કરતાં ઘણું મ્હોટુંછે. તે અગીઆર બાર ફીટ ઊંચું વધેછે. તે ઘણુંજ જોરાવર હોયછે. તેના શરીરનું ચામડું અતિ ઘણું જાડું હોયછે. તે ઝાડના પાતરાં તથા ફળો ખાઈને જીવેછે. તેના મોઢાં પર નાકને બદલે ત્રણ ચાર ફીટ જેટલો જાડા ચામડા તથા માંસનો પોલો કટકો હોયછે, જેને સુંઢ કરીને કહેછે; જે સુંઢ તે ગમે તે દિશાએ વાળી શકેછે, અને તે વડે તે ઝાડની ડાળીઓ તોડી નાખેછે એટલુંજ નહીં પણ તે કોઈ કોઈ વખતે પોતાની સુંઢ મ્હોટાં ઝાડના થડની આસપાસ વીંટાળીને આખું ઝાડ જડ મૂળથી ઉખેડી નાખેછે. જ્યારે તે પાણી

પીવાનો થાયછે ત્યારે સુંઢ પાણીમાં બોળેછે અને પછી પુષ્કળ પાણી સુંઢમાં એકઠું કરીને પાછળથી તે સુંઢ પોતા-ના મોમાં વાળીને સઘળું પી જાયછે.

**મીનોચેહેર**—પણ સાહેબ, તમો કહોછો તેમ જો તે પ્રાણી આટલું બધું મ્હોટું, અને જોરાવર હોયતો પછી તે પકડાય કેમ ને પળાય કેમ ?

**દસ્તુર જમશીદ**—સાંભળ જે જંગલમાં એ પ્રાણીઓ વસેછે ત્યાં તેના પકડનારાઓ મજબુત લોઢાંના સળીઆવા-ળો એક વિશાળ ઘેરાવો કરી લઈ તેમાં ઉંડી ખાઈ ખોદી રાખેછે, અને તેને માત્ર એક દરવાજો મૂકેછે, જે જાણી જોઇને ખુલ્લો રેહવા દેયછે. બાદ તેઓ પોતાના પાળેલા હાથીમાંના એક બેને છૂટા મૂકી દેછે, જેઓ પેલા જંગલી હાથીઓને ધીમે ધીમે પેલા ઘેરાવા આગળ લલચાવીને લાવેછે, અને જેવો એક અંદર પેઠો કે બારણાંની પછાડી એક માણસ જે સંતાઇને ઉભો રેહેછે તે તુરત બારણું બંધ કરી દેછે, અને પછી જ્યારે પેલું જંગલી પ્રાણી આ પ્રમાણે પોતાને ફસાયલું જોયછે કે તરતજ તે વિક્રાળ થ-વા માડેછે; જે ઉપરથી પેલા પકડનારાઓ બે મ્હોટા હા-થીઓ કે જેઓને તેઓ ખાસ રાખી મૂકેછે તેઓને તે ઘેરાવામાં દાખલ કરેછે; જેઓ પોતાની સુંઢ વડે પેલા જં-ગલી હાથીને ખૂબ ઠોકેછે જેથી તે એકાદ બે કલાકમાં નરમ થઈ જાયછે; બાદ એક માણસ તેના પાછલા બે પગો મજબુત દોરડાં વડે બે મ્હોટાં ઝાડના થડ સાથે બાંધેછે. અને પછી તેને તેજ હાલતમાં બે ત્રણ દિવસ સુધી બી-લકુલ ખવડાવ્યા વગર રેહવા દેછે, ત્યારબાદ તે એટલોતો નરમ થઈ જાયછે કે એક માણસ તેને આવીને દોરડાં વ-

ડે બાંધીને તબેલા ભણી લઈ જાયછે, તો સીધો સીધો તેની સાથે આવ્યો જાયછે.

**મીનોચેહેર**—પણ સાહેબ, હમણા તમો કેહતા હતાકે એક હાથીએ એક દરજીના બુરા હાલ કીધા તે વાત શુંછે તે મને મ્હેરબાંની કરીને કહો.

**દસ્તુર જમશીદ**—સાંભળ, એમ કહી નીચેની વાત્ય કહી સંભળાવી.

---

# પ્રકરણ ૧૦ મું.

## એક હાથી તથા એક દરજી.

આગાઉના વખતમાં સુરત શેહેરમાં પુશ્કળ પાળેલા હાથીઓ રાખતા હતા. હવે આ હાથીઓને જે રસ્તે થઇને દર રોજ પાણી પીવા લઈ જતા હતા તે રસ્તા આગળ એક દરજીનુ ઝુપડું આવ્યું હતું જેમાં બેસીને તે દરજી પોતાનું કામ કરતો હતો. હવે તે દરજીએ પેલા હાથીઓમાના એક હાથી સાથે દોસ્તી બાંધી, એટલે કે જ્યારે જ્યારે તે હાથી તેના ઘરની પાસેથી જાય ત્યારે તે તેને ફલફલાદી તથા વનસ્પતી વીગરે ખવાડતો હતો. પેલો હાથી પણ જ્યારે જ્યારે તે રસ્તા આગળથી જતો ત્યારે તે દરજીના ઘરની બારીમાં પોતાની સુંઢ મૂકતો કે જેમાં પેલો દરજી કાંઇને કાંઈ ખાવાનું આપતો. હવે એક દિવસે પેલા હાથીએ હંમ્મેશની માફક પોતાની સુંઢ બારીમાં મૂકી, પણ ભોગજોગે તે દિવસે તે દરજી જરા ચીડાયલો હતો તેથી તેણે તે હાથીને કાંઇપણ ખાવાનું આપવાને બદલે તેની સુંઢમાં પોતાની સોય ભોકી. પેલા હાથીએ તુરત પોતાની સુંઢ બારીમાંથી પાછી બહાર ખેંચી લીધી, અને

બાકીના હાથીઓ સાથ પાણી પીવા ગયો. પાણી પી રહ્યાં બાદ તેણે જે ખરાબમાં ખરાબ પાણી મળી આવ્યું તે પોતાની સુંઢમાં પુષ્કળ એકઠું કીધું, અને પછી પેલા દરજીના ઘર તરફથી પાછા ફરતાં તેના ઉપર એવીતો સરસ રીતે તે પાણી ખાલી કીધું કે તે સઘળો તરબોર થઈ ગયો, અને પાણીમાં ગુંગળાઈ ગયો, આ પ્રમાણે તે પ્રાણીએ તે દરજીના ખરાબ સ્વભાવને માટે તેમજ દોસ્તીની ફુટને માટે વાજબી શિક્ષા કીધી.

**શોરાબ**—ખરેખર સાહેબ, તે પ્રાણી આટલું બધું જોરાવર છતા તેણે તે માણસને ઘણીજ નજીવી શિક્ષા કીધી, તે ઉપરથી તે પ્રાંણી ઘણુજ નરમ સ્વભાવનુ તેમજ અક્કલવાંન માલમ પડેછે. અને એ ઉપરથી માણસોએ પણ દાખલો લેવો જોઇયે કે જ્યારે પ્રાણીઓ તેઓ ઉપર આટલી બધી રેહેમદીલી બતલાવેછે ત્યારે તેઓએ તેઓ સાંમે શામાટે ઘાતકીપણાથી વર્તવું જોઇયે ?

**દસ્તુર જમશીદ**—બેશક, શોરાબ તારૂં કેહવું બોલ બોલ ખરૂંછે. આ ઉપરથી વળી હાથી વિશેની મને એક બીજી વાત યાદ આવીછે તે જો ખરી હોયતો તે એના કરતાં પણ વધારે અદભૂત અને ચમત્કારિકછે.

**મીનોચેહેર**—મ્હેરબાંની કરીને સાહેબ, તે વાત મને કહી સંભળાવો.

**દસ્તુર જમશીદ**—જોકે તેઓ સાધારણ રીતેતો ઘણા નરમ ખવાસનાં પ્રાણીછે, અને કુતરાંની માફક તાબેદારી કરેછે; છતાં કોઈ કોઈ વખતે તેઓમાં એવીતો ઝનુન ભરાઈ આવેછે કે તે વખતે તેઓ કોઇને પણ પત કરતા નથી. તે વખતે તેઓની નઝદીક જવાનું તેમજ તેઓને અટકાવવાનું કામ ઘણુંજ વિકટછે. હિંદુસ્થાનમાં રાજાઓ તથા

નવાબો જે પ્રમાણે આપણે ઘોડા ઉપર સ્વારી કરીયે છીયે તે પ્રમાણે તેઓ હાથી ઉપર કરેછે. એવી રીતેકે તેઓ તે પ્રાણીઓની પીઠ ઉપર અંબાડી મૂકી મજબૂત બાંધીને તેમાં એક અથવા વધારે માણસો બેસે, અને તે પ્રાણીનો રખેવાળ જેને માવધ કરીને કહેછે તે તે પ્રાંણીની ગરદન ઉપર બેસીને અંકુશ વડે તેઓને ચલાવે છે.

હવે એક દિવસ એવું બન્યુંકે એક મ્હોટા જબરજસ્ત હાથીને એકાએક ઝનુન ચડી આવી, અને તેથી તબેલામાંથી છૂટી જઇને નાઠો. તે વખતે તેનો માવધ ત્યાં હાજર નહીં હતો તેથી કોઇની પણ તેને અટકાવવાની હિમ્મત ચાલી નહીં. રસ્તામાં તેને માંવધની બઈરી હાથમાં પોતાના ન્હાના બાળકને લઈ જતી મળી, જે હાથી પોતાની પાછળ ન્હાસતો જોઇને પોતાથી બને એટલી ઝડપથી દોડી. મગર હાથી હમ્મેસાં ઘણું દોડેછે, તેથી આખરે પેલી બાપડી થાકી ગઈ અને એકદમ હિમ્મત રાખી ફરી ગઈ અને પોતાના હાથમાંથી પેલા બાળકને જમીનપર મૂકી નીચે પ્રમાણે બોલી:—

"હે,નિમકહરાંમ પ્રાંણી તને હમે રાત દિવસ મ્હેનત કરી ખાવાનું આપ્યું તથા તારી ચાકરી કીધી તેનો તું હમને આ બદલો આપેછે? લે આ મારા નિરઅપરાધી બાળકને તથા મને તારી આટલી બધી બરદાસ લીધી તેના બદલામાં ચગદી નાખ." આ પ્રમાણે તે જુસ્સામાંને જુસ્સામાં બોલી, તેવામાં પેલો હાથી જ્યાં પેલા બાળકને નાખ્યું હતું ત્યાં આંવી તેને ચગદી નાખવાને બદલે એકાએક ઉભો રહ્યો, અને જાણે શરમ અને દયાથી ઝાંખો પડી ગયો હોયની તેમ તે બાળક તરફ જોવા લાગ્યો. આથી તેનો જુસ્સો નરમ પડ્યો અને પછી તબેલામાં તેને લઈ ગયા.

**મીનોચેહેર**—સાહેબ, આજે જે આ બે વાત મને તમોએ કહી સંભળાવી તેથી હું તમારો ઘણો ઉપકાર માનુંછું અને આજે સાહેબે કહ્યું તે મુજબ હવેથી પ્રાણીઓનો ખવાસ જાણ્યા વગર હું કદી તેઓની વચ્ચે પડીશ નહીં. પણ સાહેબ, હું ઘણાંખરાં પ્રાણીઓના સ્વભાવથી બીન વાકેફછું માટે તમો મને સઘળાં પ્રાણીઓનો, ખવાસ કહી સંભળાવશો તો હું જલદીથી વાકેફ થઇ જઇશ.

**દસ્તુર જમશીદ**—સાંભળ મીનોચેહેર, દરરોજ એકના એક વિષય પર વાત કરતાં તને તથા મને ઘણો કંટાળો છૂટે, તેમજ વળી મારાથી સઘળાં પ્રાંણીઓના ખવાસ વિશે મોઢેથી વર્ણન થઈ શકે નહીં, માટે તને વાંચતાં તો આવડે છે, મારી કબાટમાં પ્રાંણીઓના ખવાસ વિષેની એક ચોપડી છે જે હું તને કાઢી આપુછું તે તું ફુરસદે વાંચશે તો તને સારી સમજણ પડશે.

એમ કહીને દસ્તુર જમશીદે પોતાની કબાટમાંથી તે ચોપડી મીનોચેહેરને કાઢી આપી. મીનોચેહેરે તે લઇને દસ્તુર જમશીદનો ઉપકાર માન્યો, અને કહ્યું કે "આ ચોપડી વાંચીને પ્રાણીઓ સાથે શી રીતે વર્તવું તે હું સંભાળથી ધ્યાંનમાં રાખીશ."

બીજે દિવસે સહવારના હંમ્મેસની માફક મીનોચેહેર, દસ્તુર જમશીદ તથા શોરાબ વાડીમાં ગયા. જ્યાં દસ્તુરે જમશીદે મીનોચેહેરને ઘઉં કેમ વાવવા તે બતાવ્યું, બાદ તેઓ હંમ્મેસની માફક પાછા પેલી બંગલીમાં જઈ વાતે બેઠા. ત્યાં દસ્તુર જમશીદે મીનોચેહેરને કહ્યું કે હાલમાં આપણને વાડીમાં ઝાઝ કામ કરવું પડશે નહીં, માટે હવે મેં તને પેલી ચોપડી આપીછે તે વાંચજે, તેમજ હવે પછી તે વાંચ્યા બાદ જોઇએ તો બીજી ચોપડીઓ માંગજે હું આપીશ.

**મીનોચેહેર**—સાહેબ, મેં ગઈ કાલે તે ચોપડીનાં ઘણાં પાનાં વાંચ્યાંછે, ને હું ધારૂંછું કે એક બે દિવસમાં પુરી કરીશ.

**દસ્તુર જમશીદ**—મીનોચેહેર, એકદમ સામટું વાંચ્યાથી તેની કાંઇ મનપર ઝાઝી અસર રહેતી નથી. રફતે રફતે વાંચવું ઘણું સારૂંછે. થોડો વખત વાંચવું, થોડો વખત ફરી આવવું, થોડો વખત રમત ગમતમાં કહાડવો ત્યારેજ આદમીની મનશકિત વધેછે. ફક્ત સાંમટું વાંચ વાંચ કીધેથી ઉલટું નુકશાન થાયછે, હદથી બહાર કોઈ પણ ચીજ કરવી નહીં.જો કે તને અગાડી અગાડી વાંચવાની ઘણી આતુરતા થતી હશે, પણ તેમ ન કરતાં એકુ બે વારતા વાંચવી, ત્યારપછી તે બાબતપર મનમાં વિચાર કરવો, અને તેને ઠસાવવી એ ખરેખરી રીતછે, એમ કીધાથી જે વાતો આપણે વાંચીયે છીએ તે કદી આપણાથી વીસરાતી નથી. બોલ વારૂ મીનોચેહેર તેં બે ત્રણ દિવસપર જે વાર્તા વાંચી હતી તે તને આજે યાદ છે?

**મીનોચેહેર**—હા સાહેબ, થોડી ઘણી યાદછે.

**દસ્તુર જમશીદ**—કદાચ તને યાદ હશે, તેનું કારણ કે વાર્તા વાંચ્યાને ઝાઝા દિવસ થયા નથી. પણ હું નહીં ધારતો કે એક મહીનો રહીને તને તે પાછી યાદ આવે.

**મીનોચેહેર**—ઠીક ત્યારે હવેથી તમોએ કહ્યું છે તે મુજબ કરીશ સાહેબ.

**દસ્તુર જમશીદ**—ચાલો વારૂ હવે ગઈ કાલે જે બાબતપર આપણે તકરાર કરી તે બાબતપર મને બે વાત યાદ આવીછે મીનોચેહેર, લે આ તેમાંની એક વાત વાંચ.

મીનોચેહેરે ચોપડી લીધી ને નીચેની વાત વાંચી:—



# પ્રકરણ ૧૧ મુ.

## એક સારા સ્વભાવનો છોકરો.

કોઈ એક ન્હાનો છોકરો એક સહવારે પોતાના બાપના કામસર એક ગાંમમાં જવા નીકળ્યો, કે જે તેના રેહવાના ઘર કરતાં આસરે પાંચ માઈલ દુર હતું. તેના હાથમાં એક ન્હાની ટોપલી હતી તેમાં તેને પોતાને આખો દાહાડો ચાલે એટલો ખોરાક રાખ્યો હતો તે રસ્તામાં ચાલતો હતો એટલામાં એક અરધો ભુખે મરી ગયલો કુતરો તેની પાછળ પાછળ પોતાનું પૂંછડું હલાવતો ને જાણે કાંઈ ખાવાનું માગતો હોયની તેમ તેની ટોપલી તરફ નજર કરતો કરતો ચાલતો જોયો. પેલા ન્હાના છોકરાને આથી દયા આવી,તેથી તે પોતાના મનમાં બોલવા લાગ્યો "આ પ્રાણી ખરેખર ભૂખે અધમુવું થઈ ગયલુંછે, જો હું એને મારા ખાનામાંથી થોડોક ભાગ આપુંતો મારે ઘર ભુખ્યા જવું પડે. પણ કાંઈ ફીકર નહીં. એને મારા કરતાં ખોરાકની વધારે જરૂરછે તેટલા માટે મારે એને થોડુંક આપવું જોઇયે". એમ કહીને પોતાની ટોપલીમાંથી થોડોક ભાગ કાહાડીને પેલા કુતરાને નાખ્યો જેણે તે ઘણીજ ઉતાવળથી ખાધું. હવે પેલા છોકરાએ આગળ ચાલવા માડ્યું. પેલો કુતરો પણ તેની પાછળ પાછળ ચાલવા લાગ્યો. થોડુંક ચાલ્યા પછી તેની નજર એક બુઢ્ઢા ઘોડા ઉપર પડી કે જે જમીન ઉપર પડેલો હતો, અને એટલો તો નાકુવત થઈ ગયો હતો કે, તેનાથી ઉઠાતુ પણ નહોતું. પેલો છોકરો હવે વિચાર કરવા લાગ્યો કે "જો હું આ ઘોડાને મદદ કરવા સારૂ અહીંઆં ખોટી થઈશ તો મને પાછા ઘર જતાં રાત પડી જશે, અને મેં સાભળ્યું છે કે આ રસ્તાની પાડોશમાં ચો-

રોનો ભો છે", તે છતાં તેના દયાળુ અંતઃકરણે તેમ કરવાને દુરસ્ત ધાર્યું નહીં તેણે આસપાસથી થોડુંક ઘાસ એકઠું કીધું અને પેલા ભુખે મરી ગયલા ઘોડા આગળ લઈ જઇને તેના મોઢા આગળ મુક્યું. તે ઘોડો ઘણા દિવસનો ભુખ્યો હોવાને લીધે સપાટામાં બધું ઘાસ ખાઈ ગયો. આથી પેલા ગરીબ અને દયાળુ છોકરાએ વળી આસપાસથી બીજું ઘાસ લાવીને નાખ્યું. ત્યારપછી તેની નજર એક કુવાપર પડી, તેણે વિચાર કીધો કે આ ગરીબ પ્રાણીથી ઉઠાતું નથી તેથી તે જેમ ભુખ્યું હતું તેમ તરસ્યું પણ હોવું જોઇયે. એવા વિચારથી તે કુવા આગળ ગયો તેની પાસે એક કળશીઓ અને દોરી હતી તે વડે પાંણી કાહાડ્યું, પણ હવે તે વિચાર કરવા લાગ્યો જે તે ઘોડાને પાણી શીરીતે પાવું. એટલામાં તેની નજરે એક ભાગેલું હાંલ્લું પડ્યું. તુરત તેણે તે ઉપાડી લીધું અને તે ધોઇને તેમાં પાણી ભરીને પેલા ઘોડાના મોં આગળ લઈ જઈ મુક્યું તે તેણે પીધું ત્યારપછી થોડીક વાર ઉઠવાના ફાંફાં મારીને આખરે તે ઉઠ્યો, જે જોઈ તે છોકરો ઘણો ખુશી થયો. તેણે પછી તુરત જલદી જલદી આગળ ચાલવા માડ્યું અને ઘણી જડપથી રસ્તો કાપ્યો; તે થોડેક છેટે ગયો હશે એટલામાં તેની નજર એક તળાવ પર પડી કે જેમાંથી એક બુઢ્ઢો માણસ બહાર નીકળવાને ફાંફાં મારતો હતો તેને જોઇને પેલા છોકરાએ પૂછ્યું "હે બુઢ્ઢા માણસ શું છે તને આ તળાવમાંથી બહાર નીકળવાનો રસ્તો જડતો નથી"? "નહીં મારા મહેરબાન" પેલા બુઢ્ઢાએ જવાબ દીધો. "હું આ તળાવમાં અચબુચ રસ્તે ચાલતા પડ્યો છું. અને હવે કયે રસ્તે નીકળું તે મને હવે સુઝ પડતુ નથી. સાહેબ હું તદન આંધળો છું, અને મને બીહીક લાગેછે કે રખેને હું અંદર

કુબી જાઉં." પેલા છોકરાએ જવાબ દીધો "ભાઈ સાહેબ તમો તમારી લાકડી ફેંકો તો તે લેઇને હું તમારી આગળ ધીમે ધીમે આવું અને પછે બહાર કહાડું' પેલા બુઢ્ઢાએ જે દીશા તરફ પેલા છોકરાનો અવાજ સાંભળ્યો તે દિશાએ પોતાની લાકડી ફેંકી. જે તે છોકરાએ લીધી; અને લાકડી આગળ આગળ ટેકવીને ધીમે ધીમે તળાવની અંદર ચાલવા લાગ્યો. તે બીહીતો હતો કે રખેને પાણી અંદર ઉંડાં હોય. અને તેથી પેહલી લાકડી મુકીને પછી તે જગા ઉપર પગ મુકતો. એમ કરતો કરતો તે પેલા બુઢ્ઢા આગળ જઈ પોંહચ્યો, અને તેનો હાથ ઝાલીને તેને બહાર કહાડ્યો. પેલા બુઢ્ઢાએ પછી પેલા છોકરાને હજારો આશિર્વાદ દીધા અને કહ્યું કે "ભાઈ હવે હું મારે ઘર અફળાતો ઝીકાતો જઇશ, તમો તમારે સુખેથી તમારે કામે સાધારો." પેલો છોકરો પેલા બુઢ્ઢાને સલામ કરીને ખુબ જલદીથી રસ્તો કાપવા લાગ્યો. થોડેક રસ્તેતો તે દોડ્યો અને પછી જલદી ચાલવા માડયું. હવે તે જે ગાંમ જવાનો હતો તે માત્ર અરધો ગાઉ રહ્યું હતુ તેવામાં તેને એક ગરીબ સિપાઈ મળ્યો, જેનો એક પગ લડાઈમાં કપાઈ ગયો હતો, અને બીજા પગના આંગળાં કપાઈ ગયાં હતાં. તે બિચારો મ્હા મુસીબતે બે લાકડીઓ બગલમાં મારીને ચાલતો હતો; તે પેલા છોકરાને કહેવા લાગ્યો. "સાહેબ, હું તુર્કિઓ સાથે ઘણી લડાઇઓ લડ્યોછું, અને હમણા હું તદન અશક્ત થયોછું. મારી પાસે કાંઈ ખાવાનું નથી તેમજ કાંઈ પૈસાબી નથી, તેથી હું ભુખે મરૂંછું." પેલા છોકરાથી તેનું આ બોલવું સાંખી શકાયું નહીં. તુરતજ તેણે પેલા કુતરાને આપતાં બાકી વધેલો ખોરાક હતો તે પેલાને આપ્યો, અને કહ્યું જે " ભાઈ

મારી પાસે જેછે તે આછે, તને આટલાથી શું થશે ? હું તારે માટે ઘણો દલગીરછું " એમ કહીને આગળ ચાલવા માડ્યું. તે થોડા વખતમાં ગામમાં આવ્યો, ત્યાં પોતાના બાપનું સોંપેલું કામ બજાવ્યું પછી પોતાના ઘર તરફ જેમ બને તેમ જલદી પાછો જવા સારૂં નીકળ્યો. તેણે લગભગ અરધો રસ્તો કાપ્યો ન હશે એટલામાં રાત પડી. રાત અંધારી હતી, એટલે ચંદ્રમાનો તથા તારાનો કશો પ્રકાશ પડતો નહોતો. પેલો છોકરો એક ગલી કે જ્યાં આગળથી બે રસ્તા હતા, એક રસ્તાપરથી મ્હોટે રસ્તે જવાનું હતું, તેમજ બીજા રસ્તાપરથી જંગલમાં જવાનું હતું ત્યાં આવી પહોંચ્યો અને ભોગંજોગ રસ્તો ભુલી જઇને જંગલને રસ્તે ચાલ્યો. તે થોડેક ગયો તેટલામાં તેને માલમ પડ્યું કે " હું રસ્તો ચુક્યો " તેથી તણે ત્યાંથી બ્હાર નીકળવાનું અને પગથી સોધવાના ઘણાં ફાંફાં માર્યા, પણ ફોકટ. આખરે થાકી ગયો અને જમીનપર બેશીને મ્હોટે સાદે રડવા લાગ્યો. આવી હાલતમાં તે થોડીવાર રહ્યો એટલામાં પેલો કુતરો કે જે તેને કદી ભુલી ગયો નહોતો, તે પોતાના મોઢાંમાં કંઈ લઇને પેલા છોકરા પાસે આવ્યો. પેલા છોકરે જોયુંતો એક સુંદર રૂમાલમાં કોઇનું ખાવાનું બાંધેલું માલમ પડ્યું. આખરે તેને વિચાર આવ્યોકે કોઇથી ભુલમાં રસ્તામાં પડી ગયું હશે તે આ કુતરો ઉપાડી લાવ્યોછે. આખા દિવસનો પોતે ભુખ્યો હોવાને લીધે તેમાંથી થોડું ખાધું, અને બાકીનું પેલા કુતરાને નાખ્યું. ખાઈ રહ્યા બાદ પેલા છોકરાએ ફરીથી એકવાર પગથી સોધી કાઢવાના ફાંફાં માર્યા, પણ ફોકટ. ઉલટા તેના પગમાં કાંટા ભાગ્યા, અને તેનું શરીર કાંટાથી છોલાયાં કીધું. આખરે થાકથી નાસીપાસ થઇને તે પાછો જમીનપર

ફસડાઈ પડ્યો. એવામાં તેની નજરે એક ઘોડો પડ્યો. ચંદ્રમાનો હમણા સેહેજસાજ પ્રકાશ પડતો હતો, તેથી પેલા છોકરાએ તેને તુરત ઓળખ્યો કે આતો સવારમાં મેં જે ઘોડાને અચાવ્યું હતું તેજછે. તે તેની આગળ ગયો અને તેની પીઠ ઠોકી ત્યારબાદ તેને વિચાર આવ્યો કે "હું એની સાથે સવારમાં આટલી બધી માયાળુ રીતે વર્ત્યો હતો તેથી હમણા તેનો બદલો એ પ્રાણી શું નહીં વાળશે? અને મને પોતાની પીઠ ઉપર બેસવા નહીં દેશે!" એમ વિચાર કરીને તુરત તેની પીઠ ઉપર ચઢી બેઠો. તે ઘોડાએ જરાપણ અડ ન કીધી, પણ ચરતો ચરતો પગથી વારા રસ્તાપર આવી પોંહોંચ્યો. પેલો છોકરો પગથી જોઇને ઘણો ખુશી થયો, અને તુરત ઘોડા ઉપરથી ઉતરીને તેની પીઠ ઠોકી ચાલતો થયો. પણ હજી આ ગરીબ છોકરાંને ઘણી વેદના ખમવી પડી હતી. જેવો તે પગથી પરથી ચાલતો ચાલતો એક નાળાં આગળ આવી પોહોંચ્યો, કે તુરતજ બે માણસો તેના ઉપર ધસી આવ્યાં અને તેના કપડાં ઉતરાવવા માડ્યાં. હવે પેલો નિમકહલાલ કુતરો કે જે તેની સાથે સાથે હતો તેણે એક ચોરનો પગ ખુબ જોરથી કરડીને નાસવા માંડ્યું. પેલો બીજો ચોર આ જોઇને પેલા કુતરાને મારવા દોડ્યો આ અરશામાં એવી બુમ સંભળાઇકે "આ રહ્યા પેલા ચંડાળ ચોરો, ચાલો દોડો, આપણે તેઓને પકડ્યે." આ વાત સાંભળી પેલા બન્ને ચોરોએ બીહીને નહાસવા માડ્યું; એવામાં પેલો ભલો છોકરો આમ તેમ જોયછે તો તેની નજરે પેલો આંધળો કે જેને તેણે સવારમાં ડૂબતો બચાવ્યો હતો તેના ખભાં ઉપર પેલો લંગડો સિપાઈ કે જેને તેણે સવારમાં ખાવાનું આપ્યું હતું તેઓ પડ્યા, પેલો સિપાઈ બોલ્યો

" ભાઈ સાહેબ તમોએ જે હમારા ઉપર આજ સવારમાં મેહેરબાની કીધી હતી તેનો બદલો વાળવા હમો હમણા આવ્યા છીયે. હું એક વાડની આગળ સુતો હતો જ્યાં મેં આ લુચ્ચા ચોરોને તમને લુટવાનો મનસુબો કરતા સાંભળ્યા હતા પણ હું લંગડો હોવાના સબબથી તમારી તરફ તુરત મદદે આવવાને અશક્ત હતો એવામાં સારે નસીબે આ ભલો આંધળો મને મળી ગયો કે જેણે મને પોતાની પીઠ ઉપર બેસાડી લીધો અને મેં તેને રસ્તો દેખાડ્યો." પેલા નહાના છોકરાએ તેઓનો ઘણો ઉપકાર માન્યો અને તેઓને આગ્રહ કરીને પોતાના બાપને ઘેર સાથે લેઈ ગયો, અને રાતના તેઓને સારી રીતે જમાડ્યા પછી સુવાને સારૂં બિછાનું કરી આપ્યું. આ ભલો છોકરો પેલા કુતરાને કાંઈ વીસરી ગયો નહોતો. તે જ્યાં સુધી જીવ્યો ત્યાં સુધી હમ્મેશ તેની બરદાસ્ત લેતો હતો, તેમજ પેલો કુતરો પણ પોતાના ધણી સાથે ઘણી નિમકહલાલીથી વર્તતો હતો.

**મીનોચેહેર**—વાત વાંચી રહ્યા પછી બોલ્યો " ખરેખર સાહેબ, આ વાત વાંચવા લાયકછે. એ વાત હું ધારૂંચ્છ કે ખરેખરી બનેલીજ હશે, કારણકે શોરાબના જેવીજ ખાશીયત મને તે ભલા છોકરાની લાગેછે. પેલે દહાડે જ્યારે એક મ્હોટા કુતરાને જોઇને મને એટલીતો બીહીક લાગીકે હું નહાસવા જતો હતો. તેને મેં જ્યારે શોરાબના હાથ પગ ચાટતો જોયો ત્યારે મને ઘણીજ અજાયબી લાગી "

**દસ્તુર જમશીદ**—મીનોચેહેર, જો તે કુતરાની સાથે તું પણ માયાળુ રીતે વર્તે તો તે તારી સાથે પણ એમજ કરે.

**મીનોચેહેર**—પણ સાહેબ, એમ પેલે દહાડે પણ હું પેલા ગધેડાનાં બચ્ચાં સાથે માયાળુ થવા ગયો હતો અને તેનું શું પરીણામ થયું તેતો તમને ખબરછે; તેમ થાય ત્યારે?

**દસ્તુર જમશીદ**—તે દિવસે તારી ભુલ હતી. તું તે પ્રાણીનો ખવાસ જાણ્યા વગર એકાએક તેને પકડીને માયાળુ થવા ગયો તે તેણે કાંઈ જાણ્યું નહિ અને ખુદરતી રીતે તેણે નાસવા માડ્યું એમાં તે પ્રાણીનો કશો વાંક નથી. હવે જો તું કુતરા વિશે પુછતો હોય તો મારે તને જણાવવું જોઈએ કે એના જેવાં ડાહાપણવાળાં તથા નિમકહલાલ પ્રાણીઓ દુનિઆમાં થોડાંજ હશે. પણ વારૂ મીનોચેહેર તેં આ જે સારા સ્વભાવના છોકરાની વાત વાંચી તો તને શોરાબ નઠારા સ્વભાવવાળા છોકરાની વાત વાંચી સંભળાવશે. એમ કહી દસ્તુર જમશીદે શોરાબને એક ચોપડી આપી જેણે નીચે મુજબની વાર્તા વાંચવા માડી:—

---

# પ્રકરણ ૧૨ મું.

## નઠારા સ્વભાવવાળો એક છોકરો.

કોઈ એક નહાનો છોકરો હતો, જેના કમનશીબે તેનો બાપ ઘણો ખરાબ માણસ હતો. તે પોતાના છોકરાને કશી શિખામણ દેતો નહિ, તેથી કરીને પેલો છોકરો ઘણો કજીઆખોર, નઠારી ચાલનો અને લોકોને અણગમતો થઈ પડ્યો. તેને હમ્મેશાં લોકોની મશ્કરી કરવાની ટેવ પડી ગઈ હતી, અને જે કારણને લીધે તે ઘણીખરીવાર ખુબ માર ખાતો. જો કે તે અતીઘણો કજિયાખોર હતો, છતાં જ્યારે પણ કાંઈ કજિયો થતો ત્યારે પોતાની હિમ્મત બતાવવા કરતાં પોતે ન્હાશી જઈ પોતાના પ્રાણનું રક્ષણ કરવા તરફ વધારે ભરોસો રાખતો. આ નહાના છોકરા પાસે એક કુતરો હતો, તે બરોબર બોલ્યો તો તેના જેવાજ ખવાસનો હતો. હમ્મેસાં તે કોઈ પણ માણસને અથવા ઘોડાને જોતો

તો ભસતો, અને જો કોઈ તેની સામાં થતું તો કરડતો. આથી કરીને પેલો છોકરો તેમજ તેનો કુતરો સઘળાં તેના પાડપ-ડોશીને અકારા થઈ પડ્યા હતા. હવે એવું બન્યું કે એક દિવસ તેહવારનો હતો, તેથી તે છોકરાનો બાપ સહવારમાં ઉઠ્યો અને પોતાનો વિચાર પીઠામાં જવાનો હોવાને લીધે તેમજ તે આખો દિવસ ત્યાંજ રેહેવાનો હોવાને લીધે તેણે પોતાના છોકરાને થોડુક ખાવાનું આપ્યું અને એક દિનાર આપ્યો ને કહ્યું કે "તારે ગમે ત્યાં જઇને મોજમજા કર." પેલો છોકરો આથી ખુશ થઈ ગયો અને પોતાના કુતરાને સાથે લઇને ઘરમાંથી બહાર જવા નીકળ્યો. તે ભાગ્યેજ થોડેક દૂર ગયો હશે એટલામાં એક ખેતરની વાડમાં એક છોકરો કેટલાંક ઘેટાં ચરાવવા લઈ જતો હતો તે તેની નજરે પડ્યો. પેલો કુતરો ઘેટાંઓને ભસવા લાગ્યો, જે ઉપરથી પેલો છોકરો કે જે ઘેટાં ચરાવવા જતો હતો તેણે આ ખરાબ સ્વભાવના છોકરાને ઘણીજ નમનતાઇથી કહ્યું કે "બાઈસાહેબ, આપના કુતરાને આપની પાસે રાખી જરા વાર થોભશો તો મ્હોટી મ્હેરબાની થશે, નહિતો મારાં સઘળાં ઘેટાં બીહીને નહાશી જશે." પેલા ખરાબ સ્વભાવના છોકરાએ જવાબ દીધો કે "તું તો મને એમ પણ કેહેશે કે મારે તો રાત વેર અહિઆંજ થોભવું!" એમ કહીને પોતાના કુતરાની પીઠ ઠોકી તેને ઉશ્કેરી આપ્યો. આથી પેલો કુતરો ઘેટાના ટોળાની વચમાં જઇને ભસવા તથા કરડવા લાગ્યો. આથી ઘણાંખરાં ઘેટાં ન્હાશી ગયાં, પણ એક મજબુત ઘેટો સામે થઇને પેલા કુતરાને મારવા લાગ્યો તેથી આખરે તે કુતરો બુમ પાડતો, અને લંગડાતો લંગડાતો નહાશી ગયો. પેલા ઘેટાં ચરાવનાર છોકરાને પોતાના ઘેટાં નહાશી ગયાંથી તે એટલી તો સારી ચઢી કે તેણે એક મ્હે

પથ્થર લઇને પેલા છોકરાને માર્યો જે તેના માથામાં વાગ્યો તેથી તે તુરત જમીન ઉપર પડ્યો અને મોટે સાદે રડવા લાગ્યો. એવામાં તેની નજર પોતાની તરફ આવતા એક માણસપર પડી જેને તેણે અટકળે પેલાં ઘેટાંનો ધણી ધાર્યો, અને તેથી ત્યાંથી ઉઠીને નહાસવા માંડ્યું. તે થોડેક દુર ચાલ્યો એટલામાં એક ન્હાની છોકરી દુધનો. તામડો માથા ઉપર લઇને આવતી હતી તે તેને મળી તેણીએ કહ્યું "ભાઇ સાહેબ, આસરે એક માઇલપરથી આ તામડો હું લઈ આવીછું અને હમણા હું ઘણી થાકી ગઇછું. માટે મહેરબાની કરીને તે ઉતારવાને મને મદદ કરશો? પેલા છોકરાએ જવાબ દીધો કે" ઘણીજ ખુશી સાથે. એમ કહીને તુરત તેનો તામડો ઉતાર્યો; ત્યારબાદ તેની સાથે વાત કરવા લાગ્યો. તે બોલી "ભાઈ સાહેબ, આજરોજ તેહેવાર છે માટે મારે જલદી ઘેર જવું જોઇશે. આજે હમે ઘેર આગળ ઘણી મોઝમઝા કરવાનાં છઇએ". પેલા છોકરાએ (જરા મશ્કરીમાં) કહ્યું "શું આજ તમે ખુબ મઝા મારશો કે ઠીક?" પેલી છોકરીએ જવાબ વાળ્યો "હાજી, પણ હવે મને મોડું થાયછે માટે મહેરબાની કરીને મારો તામડો મને ચઢાવો". આથી પેલા છોકરાએ તામડો તેના માથા ઉપર ચઢાવીને તેને બરોબર ગોઠવતો હોય તેમ ડોળ દેખાડી એવી સફાઇથી આંચકો માર્યો કે તે તામડો તેના શરીર ઉપર ઊંધો વળ્યો. તે જોઈ પોતે ખુશ થયા. બાપડી પેલી છોકરી આથી ખુબ રડતી હતી, તેને પેલા છોકરાએ કહ્યું કે "બાઈ સાહેબ, સાહેબ મહેરબાન, જાઓ ઘેર જઇને ખુબ મોઝ કરો" એમ કહીને ત્યાંથી તુરત રસ્તો કાપ્યો. પોતાના મનમાં મઘન થતો થતો તે ચાલતો હતો તેવામાં કેટલાક છોકરાઓ દડો જીપવાની રમત રમતા હતા ત્યાં

આવી પહોંચ્યો, અને તેઓની રજા લેઇને તેઓ સાથ પોતે પણ રમવા લાગ્યો. જેવો દડો ફેંકવાનો તેનો વારો આવ્યો કે તરતજ તેણે થોડેક દુર એક ખાઈ આવી હતી તે તરફ ફેંક્યો. આથી સઘળા છોકરાઓ તે તરફ દડો લેવા દોડ્યા. પેલો પણ તેઓની સાથે ગયો. બાદ સરવે છોકરાઓ એકએકના હાથની પાંખરી વળગાવીને તે ખાઇના કિનારા ઉપર ઉભા, એવા ઇરાદાથી કે એક છોકરો જે ખાઈમાં ઘણો નીચે ઉતર્યો હતો તે દડો લાવશે. પણ પેલા ખરાબ સ્વભાવવાળા છોકરાએ જે છોકરો છેલ્લો ઉભેલો હતો તેને એક જોરથી આંચકો માર્યો જેથી તે બીજા છોકરાપર પડ્યો, બીજો ત્રીજાપર પડ્યો ને એમ કરતાં સઘળા તે ખાઇમાં પડ્યા. તેઓ તુરત ખરડાએલીજ હાલતમાં એકદમ બહાર નીકળી આવ્યા. અને પેલા છોકરાને મારવાના ઇરાદાથી તેની તરફ દોડ્યા. એવામાં પેલા છોકરાએ પોતાના કુતરાની પીઠ ઠોકી અને તેને પોતાની આગળનો આગળ રાખ્યો. આથી પેલા છોકરાઓ બીધા અને આ પ્રમાણે પેલો નઠારો સ્વભાવવાળો છોકરો બીજીવાર તોફાન કરી ફાવી ગયો. વળી તે ખુશ થતો થતો આગળ ચાલ્યો, ને એક ખેતરની બહાર એક ગધેડું ચરતું હતું તેની પૂંછડીપર એક વાડમાંથી કાંટાની ડાળ કાપીને વળગાડી, અને પોતાના કુતરાને તેને ભસવાને ઉશ્કેર્યો. આથી પેલું ગધેડું આમ તેમ દોડવા લાગ્યું અને લાતો ઉછાળવા લાગ્યું એવામાં એક લાત પેલા કુતરાને લાગી, જેથી કરીને તે થોડા વખતમાં તરફડીને મરણ પામ્યો. પેલો છોકરો પોતાના કુતરાની કશી પણ દરકાર કર્યા વગર ત્યાંથી આગળ ચાલ્યો તેવામાં તેની નજરે એક આંધળો પડ્યો. તે ખરાબ સ્વભાવવાળો છોકરો જાણતો હતો કે આ

બાપડો આંધળો છે, છતાં તેણે તેને પૂછ્યું કે "બાઈ સાહેબ, તમોએ અહીંથી સફેદ પોશાક પેહેરીને જતી એક છોકરીને જોઇ છે?" પેલા આંધળાએ જવાબ દીધો કે "બાઇ સાહેબ, હું તો આજ સાત વરસ થયાં આંખે અપંગ છું, મને બીલકુલ દેખાતું નથી, હું ઘણી ખરાબ અવસ્થામાં આવી પડ્યોછું, ને આજ આખો દિવસ થયો ભૂખ્યોછું." પેલા છોકરાએ કહ્યું "સાહેબ, હું તમારે વિશે સાંભળી ઘણો દલગીરછું; વારૂ, હું મારૂં ખાવાનું ખાવા બેઠોછું માટે આપ પણ મારી સાથે જમવા બેસો." પેલા આંધળાએ તેનો ઉપકાર માન્યો અને કહ્યું કે "બાઇ સાહેબ, તમારો હાથ આપો ને કહો તે જગ્યાએ બેસું." પેલા છોકરાએ તુરત તેને પોતાનો હાથ આપ્યો અને થોડેક છેટે સુધી તેને દોરવી લઇ જઇને એક કાદવના ઢગલા ઉપર બેસાડ્યો, ને પછી કહ્યું કે "બરાબર, હવે તમે ઠીક બેઠાછો. ચાલો હવે હું તમને જમાડું." એમ કહીને થોડોક કાદવ હાથમાં લઇને તેના મોમાં મૂકવા જાયછે એવામાં પેલો આંધળો તુરત ચેતી ગયો, અને જેવો તે તેના મોઢામાં કાદવ મૂકવા જાયછે કે તુરત તેણે તેની આંગળી એટલીતો જોરથી કરડી કે તે ખૂબ બૂમ પાડવા લાગ્યો અને માફ માગવા લાગ્યો. આખરે પેલા બુઢ્ઢાએ ધાર્યું કે હવે એને પૂરતી સજા થઈ છે ત્યારે તેણે તેની આંગલી છોડી અને નીચે મુજબ કહ્યું:—

"હે નીચ! તને સરમ નહીં આવી કે આવા અપંગ, બુઢ્ઢા, લાચાર આદમીને તું હેરાન કરવા લાગ્યો? હાલતો તું બચી જાય છે, પણ ખૂબ યાદ રાખજે કે જો તુ તારી ચાલ નહીં સુધારશે તો ઘણો હેરાન થશે." એમ કહીને પેલો બુઢ્ઢો બચારો કાદવના ઢગલા ઉપર બેઠેલો હોવાથી

અરડાઈ ગયલીજ હાલતમાં ઉઠીને ચાલતો થયો. પેલો છોકરો પણ બીજે રસ્તે આગળ ચાલ્યો અને પોતાની આંગળીમાં વેદના થતી હતી તેથી રડતો હતો. પણ તે થોડેક ગયો એવામાં તેની નજરે એક લંગડો ભીખારી પડ્યો, જેણે પેલા છોકરા પાસે ઘણી નમનતાઇથી કંઈ માગ્યું. પેલા છોકરાએ પોતાની પાસે એક દિનાર હતો તે તુરત જમીન ઉપર ફેંક્યો. પેલો લંગડો બીચારો મ્હા મુશીબતે જમીન પરથી તે ઉપાડવા જતો હતો તેવામાં તેની લાકડીને પેલા તોફાની છોકરાએ આંચકો માર્યો તેથી તે બાપડો ઉંધે મસ્તક જમીન ઉપર પડ્યો. બાદ પેલો છોકરો ખુશ થતો થતો પોતાનો દિનાર ઉંચકી લઇને ચાલતો થયો. આ તેનું છેલ્લું તોફાન હતું કારણકે પેલા લંગડા તરફ બે માણસો આવતાં જોઇને તે ત્યાંથી રસ્તો કાપવા લાગ્યો. એવામાં તેની નજર એક વાડી ઉપર પડી, જેમાં દાખલ થવાનો તેણે વિચાર કીધો અને જેવો વાડ પરથી અંદર કુદકો મારવા જાયછે કે તુરત એક કુતરાએ તેનો પગ પકડ્યો. આથી પેલો છોકરો ગભરાયો, અને બૂમો પાડવા લાગ્યો, એવામાં તે વાડીનો ધણી આવી પોંહચ્યો અને પેલા છોકરાને પકડીને કહ્યું "ઠીક બચ્ચા, ઠીક સપડાયો. તું જાણે કે હું રોજને રોજ અહીંથી મેવો ચોરી જાઉં!" એમ કહીને તેણે તેને ખૂબ ઠોક્યો. પેલો છોકરો ઘણા કાલાવાલા કરવા લાગ્યો, અને કહેવા લાગ્યો "સાહેબ, હું કોઈ દિવસ પણ તમારી વાડીમાં આવ્યો નથી, ફક્ત આજેજ આવ્યોછું, અને તે પણ મેવો ચોરવાના ઇરાદાથી બીલકુલ આવ્યો નથી માટે મહેરબાની કરી મને માફ કરો, મેં તમારો કશો અપરાધ કર્યો નથી." આની પેલા ખેડુતને કશી અસર થઈ નહીં, તેણેતો તેને ખૂબ ઠોક્યો. એ અરસામાં તે ખેડુતનો છોકરો

ત્યાં આવી પોંહચ્યો. તેણે પેલા છોકરાને ઓળખીને મ્હોટે સાદે બૂમ પાડીને કહ્યું કે "અરે બાપા એતો પેલો કે જેણે આજ સહવારના આપણા ઘેટાંને બીવડાવ્યાં હતાં અને જેથી તેમાંના ઘણાક ખોવાઈ ગયાંછે તેજ બદમાસ છે." આ સાંભળી પેલા ખેડુતે ફરીથી એકવાર તેને ખૂબ ઠોક્યો અને પછી ધાર્યું કે તેને પૂરતી શિક્ષા થઇ છે તેથી તેને વાડીની બહાર કાઢી મુક્યો. પેલો છોકરો રડતો રડતો આગળ ચાલવા લાગ્યો, અને મનમાં પસ્તાવો કરવા લાગ્યો કે હવે આવું કામ કદી ન કરવું. એમ વિચાર કરતો કરતો પોતાના ઘર તરફ જતો હતો તેવામાં પેલા છોકરાઓ કે જેઓને તેણે સવારમાં ખાઇમાં પાડી નાખ્યાહતા તેઓ મળ્યા; જ્યારે પેલા છોકરાઓએ તેને તેના કુતરા વગર જોયો ત્યારે તો એકદમ તેને ઘેરી લીધો, અને તેના ઉપર ધસી ગયા, ને તેને ખૂબ ઠોકવા લાગ્યા, કોઈ તેના માથાના વાળ ખેંચતું તો કોઇ તેને રૂમાલના કોરડા મારતું તો કોઈ તેના મોઢામાં ધુળના ખોબા નાખતું. એવી હાલતમાં પેલો છોકરો હતો તેવામાં પેલું ગધેડું કે જેને તેણે સવારમાં હેરાંન કીધું હતું તે તેની નજરે પડ્યું. તુરત તે લાગ જોઇ તેઓ આગળથી નહાસીને પેલા ગધેડાંપર કુદકો મારી ચઢી બેઠો. તેથી તે ગધેડું ચમકીને ખૂબ નહાસવા લાગ્યું; આખરે એક ઝુપડાં આગળ આવી પોંહોચ્યું અને ત્યાં આગળ ખૂબ કુદવા લાગ્યું અને લાતો અફાળવા લાગ્યું એટલે ઉપરથી પેલો છોકરો ગબડી પડ્યો. પડતાં સમેત તેનો એક પગ ભાંગી ગયો, જેથી તે મ્હોટે સાદે રડવા લાગ્યો. તે સાંભળી ઝુંપડાંમાં રેહનારાઓ બહાર નીકળી આવ્યા, તેઓમાં પેલી છોકરી કે જેનો દુધનો તામડો આ બદમાસે જાણીજોઇને ઉંધો વાળ્યો હતો તે પણ હતી, મગર તેણીએ વેર લેવાને

બદલે તેની ખૂબ સારવાર કરી અને પોતાના ઘરમાં તેને એક ખાટલા પર સુવાડ્યો. અહીંઆં આ કમનશીબવાન ખરાબ સ્વભાવનો છોકરો પોતાની ધીંગા મસ્તીનો પસ્તાવો કરવા લાગ્યો અને વિચાર કરવા લાગ્યો કે "હવે જો હું સારો થઈશ તો ઘણી સારી રીતે વર્ત્તિશ."

વાત પુરી થયા પછી મીનોચેહેર બોલ્યો, "ખરેખર સા-હેબ, એ ઘણી અજાયબ જેવી વાત છે. પેલા બેઉ છો-કરાના કેવા જુદી જુદી રીતે હાલ થયા. પેલા સારા સ્વ-ભાવ વાળા છોકરાના સઘળા દોસ્ત થયા, અને પેલા નઠારા સ્વભાવ વાળા છોકરાના પેલી નહાની છોકરી (કે જેની સાથે પણ પેલા છોકરાએ ખરાબ વર્તણુંક ચલાવી હતી) સિવાય સઘળા દુશ્મન થયા. ખરેખર સાહેબ, તે છોકરીએ તેની આવી નાલાયક ચાલ છતાં તેની ઉપર આટલી બધી રે-હમદીલી બતાવી તે ઉપરથી માલમ પડેછે કે તે છોકરી ઘણીજ માયાળુ હોવી જોઇયે."

**દસ્તુર જમશીદ**—બેશક, તું કહેછે તે ખરેખરી વાતછે. જે આપણું ભલું કરે અને તેના બદલામાં આપણે તેનું ભલું કર્યે. એતો સાધારણ વાત છે, પણ જો કોઈ આપણું બુરૂં કરે અને તેના બદલામાં લાગ આવે ત્યારે તેનું બુરૂં ન કરતાં તેનું ભલું કરવું એ ખરેખર ગૃહસ્થાઇનું લક્ષણછે. કોઈપણ માણસ પછી તે ગમે એટલો પૈસાદાર હોય છ-તાં પણ તેનાથી એમ કદી નહીં કેહવાશે કે કોઈ વખતે તેને એક કંગાલમાં કંગાલ અને નીચમાં નીચ માણસની પણ જરૂર ન પડે. એ વિષય ઉપર પણ એક વાતછે જે હું તને બતલાવીશ, પણ હમણાતો તેં ઘણું વાંચ્યુંછે માટે હવે બસ કર. ચાલો, હવે આપણે જરા ફરી આવીએ.

**મીનોચેહેર**—અરે સાહેબ, મેહેરબાંની કરી એટલી વાત મને સંભલાવો.

**દસ્તુર જમશીદ**—મીનોચેહેર, મેં તુને ગઈ કાલ કહ્યું હતું તે તુ વીસરી ગયો, કે થોડું વાંચવું, થોડું ફરવું, બધું એકદમ ન કરવું.

**મીનોચેહેર**—સાહેબ, તેતો મને ઈઆદ છે, પણ આપે આજે જે વાતો સંભલાવી તે એવીતો સરસ છે કે તે ઉપરથી આ વાત પણ સાંભલવાનું મારૂં મન થઈ આવ્યુંછે.

**દસ્તુર જમશીદ**—કાલે હું તુને એ વાત બતલાવીશ તે વાંચજે, એક દહાડામાં શું બારૂં મોલું થઈ જવાનું.

**મીનોચેહેર**—ઠીકછે સાહેબ.

બાદ તેઓ ત્રણે જણાઓ ફરતા ફરતા ઘર ગયા. બીજે દિવસે હંમેશની માફક સવારમાં વાડીમાં સેજસાજ કામ કરીને પેલી બંગલીમાં જેવા તેઓ બેઠા કે મીનોચેહેરે તુરત દસ્તુર જમશીદને કહ્યું કે "સાહેબ, ગેઈ કાલે તમોએ જે વાત બતલાવા કહી હતી તે મને બતલાવો કે હું તે વાંચું." દસ્તુર જમશીદે આ ઉપરથી મીનોચેહેરને કહ્યું કે "તુને હવે એ બાબતનો શોક વધતો જાય છે તે જોઇ હું ઘણો ખુશી થયોછું." એમ કહીને એક ચોપડી કાઢી મીનોચેહેરને તેમાંથી વાત બતલાવી ને કહ્યું કે "લે આ વાત તું મ્હોટેથી વાંચ." મીનોચેહેરે ચોપડી હાથમાં લઇને નીચે મુજબની વાત વાંચીઃ—

---

# પ્રકરણ ૧૩ મું.

## દેલજંગ.

અગાઉના વખતમાં જ્યારે કોઈ પણ બે રાજ વચ્ચે લડાઈ થતી અને તે લડાઈમાં જેજે કેદીઓ પકડાતા હ-

તા તેઓને છૂટાપણું બખસવાને બદલે કેદમાં નાખતા, અને પછી તેમને ગુલામ તરીકે વેચી નાખતા જેથી તેઓને ખરીદનાર તેઓ ઉપર એટલો તો જુલમ કરતા કે તેનુ વર્ણન કરવું અશક્ય છે. તે વખતે તે બાપડાઓની સામે કાયદા પણ ઘણાજ સખ્ત હતા. જો કોઈ ગુલામ ભોગ ચોઘડીએ પોતાના ધણીનો જુલમ ન ખમાયાથી ન્હાસી જાય તો તેને પકડી મંગાવવાને તેઓ સિપાઈઓ મોકલતા, ને જો તે પકડાય તો તે વખતના ઘાતકી રેવાજ મુજબ તેઓ તેને રીબાવી રીબાવીને મારી નાખતા. હવે એક વખત એવું બન્યું કે વિનિસ્યન તથા તુર્કિઓની લડાઈમાં કેટલાક તુર્કિઓ કેદ પકડાયા, તેઓને વહાણપર ચઢાવીને વેનિશ મોકલી દીધા. અને તે વખતના ઘાતકી રેવાજ મુજબ આ કમનશીબ બંધીવાનોને ગુલામ તરીકે વેચી નાખ્યા. ભોગજોગે દેલજંગ નામના ગુલામને વેનિસ સેહેરના એક પૈસાદાર ગૃહસ્થના પાડોસીએ વેચાતો લીધો. હવે પેલા પૈસાદાર ગૃહસ્થનો એકનો એક છોકરો પોતાના પાડોશીને ત્યાં રોજ આવ જા કરતો હતો, તેને દેલજંગ સાથે ઓલખાંન પડી. આ છોકરાની ઉમ્મર આસરે વરસ બારની હતી. તે હંમ્મેસાં દેલજંગ આગલ આવ જા કર્યા કરતો હતો એટલુંજ નહીં પણ તેને માટે તેને ઉપયોગી થઈ પડે એવી વસ્તુ ભેટ લાવ્યા કરતો હતો.

દેલજંગ જો કે આ છોકરાને અતિઘણો ચ્હાતો હતો, તેમજ જે તે તેને આપતો તે લેતો, છતાં હંમ્મેસાં ઉદાસ રેહેતો અને કોઈ કોઈ વખતે તો તેની આંખમાંથી નવધાર આંસુઓ પણ પડતાં. આ સઘળું દેલજંગ પેલા છોકરાથી છુપાવતો હતો; છતાં તે છોકરો દરરોજ તેની એવી હાલત જોઇને પોતે પણ મનમાં દલગીર થતો. આ પ્રમાણે તેનાથી

આખરી વાર રેહવાયું નહીં. તે છોકરાએ એક દિવસે પોતાના બાપને કાલાવાલા કરી કહ્યું કે "જો તમારાથી બનતું હોય તો આ મારા જાની દોસ્ત દેલજંગને દુઃખમાંથી છોડાવો." પેલા છોકરાના બાપે પોતાના એક પુરા છોકરાની આટલી બધી આજીજી સાંભલી પોતે જાતે અજમાયસ કરવાનો ઠરાવ કરી એક દિવસ પોતાના છોકરાને સાથે લીધા વગર તેની આગલ ગયો. જતાંવાર દેલજંગનો માયાલુ તથા પ્રમાણિક ચ્હેરો જોઇને તે ખુશ થઈ ગયો અને તેને નીચે પ્રમાણે સવાલ કીધો:—

"હે શું તું પેલો દેલજંગ કે જેની સાથે મારા છોકરાએ દોસ્તી બાંધી છે, અને જેની નમ્રતા અને માયાલુપણાને માટે તે આટલી બધી વખાણ કરેછે!"

દેલજંગ—હા. હુંજ તે કમનશીબવાન દેલજંગ કે જે આજ ત્રણ વરસ થયાં કેદખાનામાં સડ્યાં કરેછે. આ ત્રણ વરસમાં ફક્ત આપનાજ છોકરાને હું જોઉછું કે જેના એકલાનાજ મનમાં દયા છે, અને આ જંગલી મુલકમાં ફક્ત એક એજ આદમી છે, કે જેને જોયાથી મને જરા દિલાસો આવેછે. હું રાત-દિવસ દુવા માગુછું કે ખુદા એને લાંબી જીંદગી બખશે, અને ખુદા કરેને કોઇ પણ દિવસ તે મુશ્કેલીમાં આવી ન પડે.

પેલો પૈસાદાર ગૃહસ્થ—બેશક દેલજંગ, મારો છોકરો તારા ઉપર પુષ્કલ પ્રીત રાખેછે; અને તેનાજ કેહવાથી હું હમણાં તારી આગલ આવ્યોછું. તે કહે છે કે તું હંમેસાં દલગીર રહેછે. અને મને પણ તારા ચ્હેરા ઉપરથી એમજ માલમ પડેછે કે તું કાંઈ ગીરફતારીમાં છે. બોલ વારૂ દેલજંગ, તે ગીરફતારી તારા મનમાં શાની છે, અને તને મારી મદદની કશી જરૂર છે?

દેલજંગ—(જરા ગુસ્સામાં) એ સાહેબ તમે મને શું પુછોછો ! ગીરફતારી શાની ? હું આવા બંદીખાનામાં સડ્યાં કરૂંછું તે તમો જાણતા નથી ? અફસોસ !! મારૂં છુટાપણું તમો લઈ લોછો તેના કરતાં બીજી તો શી મારી ગીરફતારી હોય !!!

પેલો પૈસાદાર ગૃહસ્થ—અને શું હમારી પ્રજાના હજારો લોકોનું છુટાપણું તમોએ છીનવી લીધું નથી ! હજી સુધી હમારી પ્રજાના હજારો લોકો તમારા મુલકમાં કેદમાં સપડાયલા નથી !! શું તેઓ ઉપર જુલમ પડતો નથી !!!

દેલજંગ—જેટલા તમો તમારા દેશની જંગલી ચાલના જવાબદાર છો તેટલો હું મારા દેશ માટે નથી. તમારા પોતાને ત્યાં શું ગુલામો નથી ! શું તમો એ ક્રૂરમાં ક્રૂર વાતને ઉત્તેજન આપતા નથી ? મારા મુલક માટે હું કશ્સો જોખમદાર નથી, કારણકે મેં આજદીન સુધી કોઈને પણ ગુલામ તરીકે રાખ્યો નથી. હું તો દરેકને મારા જાતીભાઈ તરીકેજ ગણુંછું. અલબત, મારા દેશમાં પણ ઘણા લોકો તેઓનાપર જુલમ ગુજારેછે, પણ તેમાં મારે શું !—જે કરશે તે ભોગવસે. એમ કહીને પોતાના બે હાથ જોડીને મ્હોટે સાદે બોલ્યો "હે પરમેશ્વર, તારા હુકમને મારે તાબે થવું જોઈયે."

પેલા પૈસાદાર ગૃહસ્થને આથી મનમાં ઘણીજ અસર થઈ, અને દેલજંગની આટલી બધી હિમ્મત જોઈ છક થઈ ગયો; ને તેને કહેવા લાગ્યો "દેલજંગ, તારે માટે હું ખરા અંતઃકરણથી દલગીરછું. જો મારાથી બનશે તો હું તને છોડવવાની કોશેશ કરીશ; પણ વારૂં, છૂટો થયા પછી તું શું કરશે ?

દેલજંગ—હું શું કરીશ !!! અલબત મારા જાતીભાઇ

એને દુઃખમાંથી ઉગારવાને મારી બનતી કોશેશ કરીશ.
પેલો પૈસાદાર ગૃહસ્થ—નહીં; નહી; દેલજંગ, મારેતો તારૂં એક બીજાું અગત્યનું કામછે, તે જો તું બજાવશે તો તને તુરત છૂટાપણું બખસવામાં આવશે. સાંભળ, આ દેશમાં મારો એક કટ્ટામાં કટ્ટો વેરી છે જે ઘણોજ ઝનુની તેમજ બ્હાદુર છે, તે મને હર વખતે પુષ્કળ હેરાન કરેછે, મને તારા ચ્હેરાપરથી તેમજ બોલવા પરથી એમ માલમ પડે છે કે તું તેના કરતાં પણ વધારે બ્હાદુર છે; માટે લે, આ મારૂં ખંજર અને ચાલ મારી સાથે હું તને તેનુ ઘર બતલાવુ તેને મારી નાખી તું છૂટો થા.

દેલજંગને આ સાંભલવાથી એટલોતો ગુસ્સો ચડ્યો કે તેનાથી તુરત વેલાએ તો ગુસ્સાને લીધે બોલાયું પણ નહીં. પછી તે બોલ્યો "હે નીચમાં નીચ' માણસ, નીકલ અહીંથી આવું ક્રૂરમાં ક્રૂર કામ શું તું દેલજંગ પાસે કરાવવા આવેઓચ? યાદ રાખજે કે તારા આખા વેનિસની દોલત મારા પગ આગલ મેલશે તો પણ એવી ઘાતકી વાત હું કદી કરીશ નહીં! યાદ રાખજે કે મારી આખી કોમના છૂટાપણાને માટે પણ આવું ઘાતકી કામ હું કદી કરીશ નહીં! તું એમ ના સમજતો કે હું મારૂં છૂટાપણું આવું નીચ કામ કરી મેલવીશ?"

પેલો પૈસાદાર ગૃહસ્થ જરા ગુસ્સાનુ દોલ ઘાલી બોલ્યો "એમ છે ત્યારે તો તેં છૂટાપણું મેલવ્યું. તારો આખો જનમારો અટવાઈ જાય તોપણ શું તને છૂટાપણું મલશે?" એમ કહીને જતો રહ્યો જતાં જતાં તે ફરીને બોલ્યો કે "જો હજી પણ કાલનો દહાડો વિચાર કરજે. કદાચ કાલે તારૂં મન ફરશે."

દેલજંગએ આ સાંભલીને તેને એક શબ્દ પણ વધારે કહ્યો નહીં, પણ તેનું બોલવું તુચ્છકારી કાઢ્યું.

બીજે દિવસે પેલો પૈસાદાર ગૃહસ્થ પોતાના છોકરાને સાથે લઇને દેલજંગ પાસે આવ્યો અને તેને કહ્યું "કેમ કાલે મજે તને કહ્યું હતું તે વિશે તેં કાંઇ વિચાર કીધો ? ચાલ આજે એ વિશે આપણે ધીરજથી વાત કરીએ. મને ખાતરીછે કે તું જ્યારે મારૂં ખરેખરૂં કારણ જણાશે ત્યારે—

દેલજંગ અતિઘણા ગુસ્સાથી વચ્ચે બોલી ઉઠ્યો "અરેઃ ઓ ક્રૂર માણસ, બસ, ચુપ રહે, મારે તારૂં નથી સાંભળવું. તું વળી મારા જેવા દુખીઆરાને દુઃખ દેવા કાંથી નીકલી પડ્યો. આજથી તારે ને મારે કશું નહીં. તું અહીંથી ચાલ્યો જા, મને તો મારૂં છૂટાપણું નથી જોઇતું, તું શું કારણે બાઈ મને હેરાન કરેછે ?"

પેલો પૈસાદાર ગૃહસ્થ દેલજંગના ખભા પર હાથ મુકીને બોલ્યો "નહીં. નહીં. દેલજંગ આજથી આપણે જીવેજાનના દોસ્ત. હે ભલાં નિખાલસ મનના માણસ જ્યારથી મેં તને ગઈ કાલનો જોયો ત્યારથી મેં તને છોડી મુકવાનુ નક્કી કીધું છે. ફક્ત તારા સદ્‌ગુણ જાણવા તથા જોવા માટેજ મેં તને આટલો ખીજવ્યો છે તે તું મને માફ કરજે. હવે તું તારે છૂટો થયો તું તારે ગમે ત્યાં જા. તારી કીંમત મેં ભરીછે; ને લે આ (પૈસાની કોથળી) એ તને તારા રસ્તા ખરચ માટે કામ આવસે. પણ યાદ રાખજે કે મારા કોઈ પણ વેનિસ્યનને તું આવા સંકટમાં જોય તો તારાથી બને તેટલું તેવોને છોડવવાનુ યત્ન કરજે."

આ વખતે દેલજંગને પોતાનું નધારેલું છૂટાપણું મલવાથી કેટલી ખુશી હાંસલ થઈ હશે ? તેની આંખમાંથી નવધાર હર્ષનાં આંસુઓ નીકલી પડ્યાં અને તે મનમાં વિચાર કરવા લાગ્યો કે "આ તે શું હું સ્વપનુ જોવુંછું કે શું ?" તે પોતાનુ મન શાંત કરીને પેલા ગ્રહસ્થનો ઉપકાર

માનવા લાગ્યો, અને જતી વખતે તે પૈસાદાર ગૃહસ્થના છોકરાથી છૂટા પડતાં ઘણોજ દલગીર થયો. છેલ્લે તે તેને ભેટ્યો અને હજારો આશીરવાદ દઇને ચાલતો થયો.

---

## પ્રકરણ ૧૪ મું.

### દેલજંગ (જારી).

આ બનાવને આસરે છએક મહીના વિત્યા બાદ પેલા ભલા પૈસાદાર ગૃહસ્થના ઘરમાં એકાએક આગ લાગી. વખત પાછલી રાતનો હતો કે જે વખતે ઘણા જણાઓ નીરાંતે ઉંઘ કાઢે છે. આગ ચોમેર ફેલાઈ ગઈ ત્યારે ઘરના માણસોને ખબર પડી. ચાકરો પેલા પૈસાદાર ગૃહસ્થને ઉઠાડવા ગયા જે આકલો ગાભરો એકદમ ઘરની બ્હાર નીકલી પડ્યો અને જેવો તે બ્હાર નીકલ્યો કે તુરતજ દાદર સલગયો. આ જોઈ પેલો પૈસાદાર માણસ પોતાની જીંદગાની બચવાથી પરમેશ્વરનો પાડ માનવા લાગ્યો, પણ જ્યારે પોતાના છોકરા વિશે ખબર કાઢતાં તેને માલમ પડ્યું કે તે તો ઘરમાંજ રહી ગયો છે. ત્યારે તેને કેટલી દલગીરી ઉતપન્ન થઈ હશે ! તે એકદમ આગમાં ધસી પોતાના છોકરાને લેવા જતો હતો પણ આસપાસ એકઠાં મળેલા માણસોએ તેને પકડી લીધો, કારણ કે આગ તો લગભગ આખા ઘરમાં ફેલાઈ ગઈ હતી, તે બીચારો મ્હોટે સાદે બૂમ મારી કહેવા લાગ્યો જે "જે કોઈ મારા છોકરાને જીવતો લાવી આપે તેને મારી અરધી દોલત આપું" આ સાંભળી ઘણા જવાનો લલચાયા, કારણ કે તેઓ જાણતા હતા કે તે ગૃહસ્થ અતિઘણો પૈસાદાર છે. ઘણા હિમ્મતવાન પુરૂશોએ દાદરો લાવીને બ્હારથી અંદર જ-

વાનાં ફાંફાં માર્યાં પણ ફોકટ. દરેક બારીઓ સળગી ગઈ હતી, તેમજ સળગેલાં લાકડાં ઉપરથી પડતાં હોવાને લીધે કોઈની પણ અંદર જવાની હિમ્મત ચાલતી નહતી.

પેલો કમનશીબવાન છોકરો જેવો ઉંઘમાંથી ઉઠયો તેવો બ્હાર નીકળવાનાં ફાંફાં મારવા લાગ્યો, પણ જ્યારે તેણે જોયું કે બ્હાર નીકળવાનો કશો લાગ રહ્યો નથી ત્યારે તે અંદરથી બૂમો પાડવા લાગ્યો. બાપડો હવે છેક બલી મરવાની તૈયારીમાં હતો, કારણ કે તેની બૂમો સંભળાયજ કોણે, અને સંભળાય તો પણ તેને કાઢવાની હિમ્મત કોની ચાલે ? !! તેના કમનશીબ બાપે જેવું શાંભલ્યું કે કોઈની પણ હિમ્મત તેને બ્હાર કાઢવાની ચાલતી નથી કે તરતજ તે બેભાન થઇ ગયો. એ અરશામાં એક માણસ લોકોના ટોલાંમાંથી એકદમ ધસી આવ્યો, અને એક મ્હોટામાં મ્હોટી સીડીપર ચઢયો. અને બલતી બારીમાંથી એકદમ ઘરમાં દાખલ થયો. લોકોએ તો ધાર્યું કે તે અંદર જવાની સાથેજ બલી મુવો; કારણ કે આગનું જોર દમ પર દમ વધતું જતું હતું. પણ એવામાં જ્યારે તેને તેજ બારીએથી પેલા છોકરાને હાથમાં લઈને પેલી સીડીપરથી ઉતરતો જોયો ત્યારે લોકો પુષ્કળ અચંબો પામ્યાં અને સઘળાંઓએ ખુશીના પોકાર કીધા, તેમજ પેલા બ્હાદુર શખશની હિમ્મત ઉપર સઘળાં આફ્રીન કરવા લાગ્યાં. પેલા છોકરાનો બાપ પણ થોડેવારે પાછો શુદ્ધીમાં આવ્યો, અને પોતાની પાસે જ્યારે પોતાના છોકરાને જોયો ત્યારે હેરત થઈ ગયો. થોડોવાર વેર તો તેણે ગાંડા માણસની માફક તેની તરફ જોયાજ કીધું, અને પછી એકદમ તેને ભેટયો અને તુરત પુછયું કે "એને બચાવનાર બ્હાદુર મરદ કોણ છે ?" સઘળાઓએ પેલા બ્હાદુર સખસને બતાવ્યો કે જે એક ક

દાવર માણસ હતો, જેનો પોશાક ઘણો હલકો હતો અને જેનુ મ્હોડું ધુમાડાને લીધે કાલું થઈ ગયું હતું;તેથી તે ઓ-ળખાઈ શકાતો નહોતો. પેલા પૈસાદાર ગૃહસ્થે તેનો ઉપકાર માન્યો, અને પોતાના ગજવામાંથી એક કોથલી જે દિના-રથી ભરેલી હતી તે કાઢીને પેલાને આપવા માંડી, અને તેની સાથે તેણે કહ્યું કે " જે ઈનામ મેં આપવા કહ્યુંછે તે હવે પછી આપીશ". પેલો બ્હાદુર માણસ એકદમ બોલી ઉઠ્યો "મારા મ્હેરબાંન, મને માફ કરો, હું એ કદી લઇશ નહીં શું તમો મને નિમકહરામ સમજોછો?" આ સાદ સાંભલી પેલો પૈસાદાર ગૃહસ્થ બોલી ઉઠ્યો "અરે! આ માણસનો સાદ તો હું પીછાનુંછું. અરે !! એ કોણ" !!!

એવામાં તે પૈસાદાર ગૃહસ્થનો છોકરો મ્હોટે સાદે બો-લી ઉઠ્યો, "અરે બાપા, એતો પેલો દલજંગ છે! દલ-જંગ" !! પેલો પૈસાદાર ગૃહસ્થ આ સાંભળી અતિઘણો આશ્ચર્ય પામ્યો અને થોડીવાર લગી કશું પણ બોલી શક્યો નહિં. બાદ તેના મનમાં વિચાર આવવા લાગ્યો જે આ તે શું હું સ્વપનું જોઉંછું !! આવી હાલતમાં થોડો વાર રહ્યા પછી તેનું મન જરા સાંત પડ્યું. તે દલજંગ પાસે ગયો અને તેને બરાબર જોયો તો તેને માલમ પડ્યું કે ૭ મ-હિના અગાડી જેવો તેણે તેને કેદી જોયો હતો તેવીજ હા-લતમાં હમણા પણ છે. હવે ત્યાં આગળ લોકો એટલું તો પેલા બ્હાદુર દલજંગને જોવા એકઠુ મલ્યું હતુ કે તેના ઘોઘાટમાં જરા પણ વાત સંભલાય એવું નહતુ, તે ઉપર-થી પેલો પૈસાદાર ગૃહસ્થ દલજંગને સાથે લઇને પોતાના દોસ્તદારને ત્યાં ગયો, ત્યાં પેલા પૈસાદાર ગૃહસ્થે દલજંગને પૂછ્યું કે "તુ વળી બીજી વાર શી રીતે ગુલામ તરીકે પક-ડાયો." તેણે તેને સખત ઠપકો આપીને કહ્યું કે "તુ ફરી

પકડાયો તે છતાં તેં મને ખબર પણ નહિં આપી." આનો જવાબ દેલજંગે નીચે મુજબ આપ્યો:-

"સાહેબ, હું પરમેશ્વરનો ઉપકાર માનુંછું, કે તેણે અહીં મને કેદખાને રાખ્યો કે જેથી કરીને મને મારા વહાલા મિત્ર કે જેનો જાન હું મારા પોતાના કરતાં પણ વધારે કીમતી ગણુંછું, તે બચાવવાની તક મલી. સાંભળો શેઠ, હવે હું ફરીથી કેદી શી રીતે થયો તેનું બ્યાન કરૂંછું. જ્યારે આપના પડોસીને ત્યાં હું બંદીખાને હતો ત્યારે મારો બાપ કોઈ બીજાને ત્યાં બંદીખાને પડેલો હતો. પણ જ્યારે આપે ઉદાર દીલ કરી મને છોડ્યો ત્યારે જે શખશે મારા બાપને ગુલામ તરીકે રાખ્યો હતો તેનું ઘર શોધવાને હું ગયો, મ્હા મુશ્કીબતે આખો દિવસ રઝળીને મ અંતે તેનું ઘર સોધી કહાડ્યું, બાદ હું તે સખસને મળ્યો, અને તેના ખૂબ કાલાવાલા કર્યા, તેમજ તેને કહ્યું કે મારો બાપ તો ઘરડો અને અશક્ત છે, પણ હું તો મજબુત અને કામ કરૂં તેવો છું; વળી મેં તેને આપે જે નાણું મ્હેરબાનીની રાહે મને આપ્યું હતુ તે આપ્યું. જે લઈને તેણે મારા બાપને છૂટો કીધો. બાદ જે વહાણમાં મેં મારે મુલક જવાને આપને કહ્યું હતુ તે વહાણમાં મે મારા બાપને મોકલ્યો; અને તે દિવસથી હું તે ગૃહસ્થના ઘરમાં ખુશીથી ગુલામ તરીકે રહ્યોછું.

પેલો પૈસાદાર ગૃહસ્થ આ સાંભળી અજાયબ થયો તેમજ પરમેશ્વરનો પાડ માનવા લાગ્યો. બાદ તેણે દેલજંગને પોતાની અરધી દોલત આપવા માંડી જે તેણે માન સહિત ના પાડી અને આ પ્રમાણે કહ્યું:—"હે મારા મ્હેરબાન મિત્ર મેં એ કામ કંઈ પૈસાની લાલચે કીધું નથી. પણ તમોએ જે મારાપર ઉપકાર કીધો હતો તેનો થોડોક

બદલો વાળવાને હું શક્તિવાન થયોછું. માટે મારી અરજ એછે જે એ આપની નાદર રકમ આપ પાસેજ રહેવા દેવો, અને જે માણસોને તમોએ ગુલામ બનાવ્યાછે તેની તરફ નમ્રતાથી વર્તો તથા હમેશાં મનમાં એમજ રાખજો કે જેવો આ દુનીઆમાં તમને હક છે તેવોજ તેમને પણ છે. માટે હે મારા પૈસાદાર મિત્ર ટુંકામાં હું એટલુંજ કહુંછું કે તમારા દેશમાં ગુલામો પર ઘાતકીપણું ગુજરેછે તેનો તારેથી બનતો અટકાવ કરજે." આ સાંભળી પેલો પૈસાદાર ગૃહસ્થ દેલજંગને ભેટી પડયો, અને કેહેવા લાગ્યો જે "હે મારા વ્હાલા મિત્ર, બેશક, તું કહેછે તે વાજબી છે. આજથી તારી શિખામણ મુજબ ચાલીશ. મારી પાસે હાલમાં ચોવીસ ગુલામો છે જેઓને માટે મેં મ્હોટી રકમ આપીછે, છતાં તારા આજના બોલવા પરથી તેમજ તારી દોલતે મારો વ્હાલો છોકરો બચ્યોછે તેની ખુશાલીમાં હું આજે એ સઘલા ચોવીશે ગુલામોને છોડી મુકુછું."

દેલજંગ આ સાંભલી અતિઘણો ખુશ થયો અને તેનો ઉપકાર માનવા લાગ્યો. તે બોલ્યોઃ—"હે ભલા આદમી હું એમ નહિં ધારતો હતો કે તને મારા કહેવાની આટલી બધી અસર થશે પણ તે જ્યારે થયલી હું જોઉંછું ત્યારે મને એટલી તો ખુશી હાંસલ થઇછે કે જે દરસાવવાને મારી પાસે પુરતા શબ્દો નથી હે મારા પ્યારા મિત્ર તારા જેવા ભલા માણસો દુનીઆમાં થોડાજ હશે." આમ બોલી દેલજંગ તેને ખુબ ભેટયો, અને પછી પોતાને મુલક પેલા ચોવીસે ગુલામો જેઓ સઘલા તુર્કિઓજ હતા તેની સાથે જવાનો પોતાનો એરાદો પેલા પૈસાદાર ગૃહસ્થને જાહેર કીધો. પણ પેલા પૈસાદાર ગૃહસ્થના તેમજ તેના છોકરાના અતિઘણા કાલાવાલાને લીધે તેણે આખરે

થોડા દિવસ થોભી જવાનું દુરસ્ત ધાર્યું. આમ થોડા દિવશ નીકળી ગયા બાદ ફરીથી દેલજંગે પેલા પૈસાદાર ગૃહસ્થ પાસેથી પોતાને મુલક જવાની રજા માગી, અને હમણા પણ કેટલીક આનાકાની સાથે તે પૈસાદાર ગૃહસ્થને તેની માગણી કબુલ રાખવી પડી. તેણે દેલજંગને પોતા આગળ રહેવાને ઘણો સમજાવ્યો પણ જ્યારે તેણે જોયું કે એની જવાનીજ મરજી છે ત્યારે તેણે તેને ઝાઝી બ્હાંસ કરવાનું દુરસ્ત ધાર્યું નહિં. તેણે પોતાનું એક મ્હોટું વહાણ દેલજંગને માટે ખાસ તૈયાર કરાવ્યું અને તેને તેના મુલક રવાને કરવાનો એક દિવસ નક્કી કીધો, તે દિવસે તે પૈસાદાર ગૃહસ્થ તથા તેનો છોકરો તેને વહાણ પર વિદાય કરવા ગયા, જ્યાં તેઓ તેને ઘણી કીમતી બક્ષેસો આપવા લાગ્યા, પણ દેલજંગે તે ઘણા ઉપકાર સાથે ના પાડી; ફક્ત યાદગારી રાખવા જેવી એક બે ચીજો લીધી. હવે વહાણ હંકારવાનો વખત થયો તેથી તેઓ છૂટા પડ્યા આગમજ એક બીજાને ભેટ્યા. છૂટા પડતાં એક બીજાઓની આંખમાંથી આંસુ પડ્યાં. દેલજંગ પેલા પૈસાદાર ગૃહસ્થને તેમજ તેના છોકરાને ખરાં અંતઃકરણથી ભેટ્યો અને એકદમ છાતીફાટ રડ્યો ને બોલ્યો:-"હે મ્હારા મ્હેરબાન મિત્રો, હું તમારો અતિઘણો આભારી થયો છું, અને હું જાણતો નથી કે તમારો પાડ માનવાને હું કદી શક્તિવાન થઇશ. ખોદા, તમો બેઉ બાપ દીકરાને લાંબી જીંદગી બખ્ષે; અને તમો સુખ ચેન ભોગવો એવી મારી દુવા છે." હવે વહાણ હંકાર્યું; જે પેલા પૈસાદાર ગૃહસ્થ અને તેના છોકરાની નજરે જ્યાં સુધી દેખાયું ત્યાં સુધી તેઓ કિનારા પરજ રહ્યા.

---

# પ્રકરણ ૧૫ મું.

## તેહમીના.

વાત પુરી થઇ રહ્યા પછી તેઓ હમેસ મુજબ ઘર ગયા. બીજે દિવસે સવારના પોહરમાં મીનોચેહેર તથા શોરાબ, સારા ઉઠ્યા, અને વાડીમાં કાંઇ કામ કરવાનું ન્હોતું તેથી તેઓ નાસ્તો લીધા અગાઉ ફરવા ગયા. ફરતાં ફરતાં તેઓ એટલે દુર નીકળી ગયા કે આખરે તેઓ થાકી ગયા તેથી એક ઝાડ નીચે આસાએસ લેવા બેઠા. એવામાં તે રસ્તેથી એક બાઈ જતી હતી તે મીનોચેહેર અને શોરાબને ઝાડ નીચે બેઠેલા જોઇને ઉભી રહી અને તેઓને કહ્યું કે "મારા વાહલા બેટાઓ હું ધારૂછું કે તમો કાંતો તમારો રસ્તો ભુલી અહીંઆં આવ્યા છો અથવા તો થાકી ગયાથી આ ઝાડ નીચે બેઠાછો."

શોરાબ—બાઈસાહેબ, હમો કાંઈ હમારો રસ્તો ભુલ્યા નથી. હમો તો ફરતા ફરતા હીંયાવેર આવી પ્હોંચ્યા છેયે, જેથી આ ઝાડની નીચે જરા આશાએશ લઇયે છીએ. હવે જરાવારમાં હમો હીંયાંથી પાછા ફરસું.

પેલી બાઈ—ત્યારે તો હું ધારૂંચ કે તમો મારાં ઝુંપડાંમાં આવીને બેસસો તો વધારે સગવડથી તમને આશાએશ લેવાનું બનશે; ને વલી તમો નાસ્તો લીધા વગર આવ્યા હશો, તેથી ચાલો, મારી છોકરીઓ દુધ દોહી રહી હશે, તેથી હું તમને દુધ ને રોટલો જરા જમવા આપીશ. માટે મ્હેરબાંની કરી મારાં ઝુંપડાં તરફ ચાલો.

મીનોચેહેર જે ભુખ્યો થયો હતો તેણે શોરાબને ધીમથી કહ્યું કે "ચાલો, એ બાઇનું કેહવું કબુલ કરીને આપણે એને ત્યાં જઇયે." શોરાબે આ ઉપરથી તેણીનું

નોતરૂં કબુલ કીધું, અને તેઓ તેની સાથે તેના ઝુંપડાંમાં ગયા. તે દિવસે જરા થંડી પડતી હતી તેથી તે બાઇએ થોડાક કાંટા, ઘાસ વીગેરે કચરો એકઠો કર્યો હતો તે સલગાવીને તેઓને તાપણુ કરવા બેસાડ્યા. મીનોચેહેરે આ પ્રમાણે કોઇ દિવસ તાપણુ કીધેલું નહીં તેથી તેણે તે વિશે પુછપરછ ચલાવી, જે ઉપરથી તે બાઇ બોલી કે "હમારા જેવા ગરીબો શગડીમાં કોલશા નાખી તાપણું ક્યાંથી કર્યે. તેથી આસપાસથી સઘળો કચરો એકઠો કરીને તે વડે હમો તાપણું કરીએ છીએ, તેમજ રાંધીએ પણ છીએ.

**મીનોચેહેર**—પણ બાઈસાહેબ, તમારાથી એટલાં બલતણથી રંધાય કેમ ? હું કોઈ કોઈ વખતે મારા ઘરના બબરચીખાનામાં જતો હતો ત્યાં મને મ્હોટી મ્હોટી લાકડાંની ચીરો સળગેલી નજર પડતી હતી. તો તમો કહોચ તેમ તમારાથી આટલા કચરાથી શીરીતે રંધાય ?

**ચેલી બાઈ**—(હસીને) હું ધારૂંછું કે તમારા બાવા કોઇ પૈસાદાર ગૃહસ્થ હશે, તેમજ તમારે ત્યાં રોજ ઘણી વાનીઓ થતી હશે, તેથી એટલાં બધાં લાકડાંનો ખપ પપડતો હશે. પણ હમો તો ખેતરોમાંથી કાંટા તથા ઠુંઠાં કાપી લાવી તેનાજ બલતણવડે, જે સેજસાજ પકાવવું હોય તે પકાવીએ છીએ.

**મીનોચેહેર**—તો પણ બાઈ, તમને ગોસ તો દરરોજ રોસ્ટ કરવું પડતું હશેની ? તે કેમ થાય ?

**ચેલી બાઈ**—અરે બાઈ, હમને ગરીબ આદમીને રોજ રોસ્ટ તે કેવું વળી. હમોતો દુધ રોટલા તથા ભાજીપાલોજ ખાઇયે છીયે, કોઈ કોઈ દહાડેજ રોસ્ટ મટન તો દેખીએ.

**મીનોચેહેર**—પણ વારૂં બાઈ સાહેબ, હું તમને ક્યારનો પુછતો ભુલી ગયો તમારૂં નામ શું ?

પેલી બાઈ—મારૂં નામ તેહમીના છે, પણ મારા વહાલા બેટા તમારૂં તથા તમારા આ મિત્રનું નામ શું છે ?

મીનોચેહેર—બાઈસાહેબ, મારૂં નામ મીનોચેહેર, અને આ મારા મિત્રનું નામ શોરાબ છે.

તેઓ આ મુજબ વાતચીત કરતાં હતાં તેવામાં મીનોચેહેરની નજર જ્યાં તેઓ બેઠા હતા તેની પાસેના ઓરડાપર પડી; કે જેમાં દરાખના ઝુમખાઓનો ઢગ મારેલો હતો. મીનોચેહેર આ જોઈને અજબ થયો, અને પેલી બાઈને પુછવા લાગો જે "બાઈ સાહેબ," આટલી બધી દરાખને તમો શું કરશો ? હું તો ધારૂંછું કે તમો એક આખા અઠવાડિયા લગી કશું ખાઓ નહીં ને ફક્ત દરાખજ ખાયા કરો તો પણ તે પુરી થાય નહીં."

તેહેમીના—બેશક, તમો કહોછો તે વાજબી છે, પણ હમો તો એ દરાખમાંથી શિરાઝવાઈન બનાવીએ છીએ.

મીનોચેહેર—આહા ! કેવો સરસ દારૂ ! શું તમો તે બનાવોછો ? શું તે દરાખનો બને છે ? મેહેરબાંની કરીને મને જણાવશો કે તમો તે શી રીતે બનાવો છો ?

તેહેમીના—હમો પાકી દરાખો એકઠી કરીને પછી તેને એક સંચામાં નાખ્યે છીયે, જેમાં તે ભચરાય છે, અને તેનો રસ એક બાજુપર એકઠો થાયછે; પછી જ્યારે રસ તદન નીકલી જાય છે ત્યારે હમો પેલી દરાખોના કુચા ફેંકી દેયે છીયે, અને તેનો રસ કામમાં લીયે છીયે, તે રસને હમો એક મ્હોટાં પીપમાં એકઠો કરીએ છીયે; અને પછી તે પીપ ગરમ જગ્યાએ થોડા દિવસ રેહેવા દેયે છીયે, તેથી તેના ઉપર ફીણ આવે છે, એટલે શિરાઝવાઈન થયો. એમ કહી મીનોચેહેરને તેમાંથી એક પ્યાલું ભરીને કાઢી

આપ્યો, અને કહ્યું કે "તમો ચાખી જુવો, કે એ શિરા-
ઝ વાઈન છે?"

**મીનોચેહેર**—(પીઇને)—આહા! બાઈસાહેબ એ કે-
હેવો સ્વાદીષ્ટ છે? હમો ઘરમાં પીએ છીયે તો આટલો
સ્વાદીષ્ટ લાગતો નથી, તેનું કારણ શું હશે વારૂ?

**તેહેમીના**—સાંભલ ભાઈ; હમો તે બીજા વેપારીઓને
વેચ્યે છીયે, જેઓ તેમાં વધારે નફો મેલવવાની લાલચે
દગો કરે છે, અને તેજ કારણને લીધે તે આના જેટલો
સ્વાદીષ્ટ લાગતો નથી.

તેઓ આ પ્રમાણે વાત કરતા હતા તેવામાં એક
છોકરી પોતાના હાથમાં દુધથી ભરેલું એક મ્હોટું
બોલ તથા બે રોટલા લાવી, તે મીનોચેહેર તથા શો-
રાબ આગલ મુક્યું. જે તેઓએ ખાધું. મીનોચેહેરને તે
એટલુંતો સ્વાદીષ્ટ લાગ્યું કે તે તેના વખાણ કરવા લાગ્યો.

તેઓં નાસ્તો કરી રહ્યા બાદ શોરાબે મીનોચેહેરને ક-
હ્યું "ભાઈ ચાલો હવે ઘર જવાનો વખત થયો, દસ્તુર જ-
મશીદ આપણી રાહા જોતા હશે" મીનોચેહેર ઉઠી ઉભો
થયો, અને જવા પેહેલાં પેલી બાઈનો ઉપકાર માનવા
લાગ્યો, અને તેના હાથમાં બે દિનાર મુક્યા. પેલી બાઈ
આ જોઇને બોલી ઉઠી "બાઈ સાહેબ, હું એ કદી પ-
ણ લેવાની નહીં, કારણ કે જોકે હમો ગરીબ છીયે છતાં
હમારૂં ગુજરાન ચલાવવાને શક્તિવાન છીયે; એટલુંજ ન-
હીં, પણ જો કોઇ મુસાફર આવેછે તો હમો તેને એક
પ્યાલું દુધ આપ્યે છીયે; તેમાં કાંઇ હમારૂં ઓછું થતું
નથી; માટે મ્હેરબાંની કરીને તમો મને માફ કરો." મી-
નોચેહેરે આ શાંભલીને તે બાઇનો ફરીથી ઉપકાર મા-
ન્યો અને શોરાબ સાથે બ્હાર નીકલવા માંડ્યું.



# પ્રકરણ ૧૯ મું.

## આફત.

જેવા તેઓ બારણામાંથી બ્હાર નીકળતા હતા તેવા બે આદમીઓ તેઓ તરફ ધસી આવતા હોય તેમ દેખાયું તેથી તેઓ લગાર ચમક્યા, પણ જ્યારે તેઓએ તે આદમીઓને ધસારાબંધ અંદર દાખલ થતા જોયાં ત્યારે તેઓ ઉભા રહ્યા, અને જોય છે તો પેલા બે માણસો તો બેલીફ માલમ પડ્યા. તેઓનો પ્હેલો સવાલ એજ હતો કે "બાઈ તમારૂં નામ શું તેહમીના છે ?" પેલી બાઇએ તુરત જવાબ દીધો, "હા, કેમ બાઈ, મારૂં નામ પુછવાનું શું કારણ મળ્યું !" પેલામાંના એકે તુરત પોતાના ગજવામાંથી એક કાગળ કાઢ્યું, અને કહ્યું કે "ઠીક ત્યારેતો, આ તમારા ઘર પર ટાંચ લાવ્યા છીયે, એ ટાંચ ગુલાંમ મહમદ તરફની છે, જે તમારા ધણી પાસે બસો દિનાર માગે છે, તેમજ તેને આ ટાંચ લાવતાં ખરચ વિગેરે થયો છે તે સુધાં બસો પચીશ દિનાર તમારી ઉપર તેના લ્હેણા નીકળે છે. માટે જો તે રકમ તમો હમણાને હમણા હમને આપતા હોતો તેમ, નહીંતો તમારા ઘરનો સઘળો માલ જપત કરશું, અને હરાજીમાં વેચી નાખી લ્હેણું વસુલ કરશું"

પેલી બાઇ આથી ગભરાઈ ગઈ અને બોલી ઉઠી કે "બાઇ સાહેબ, આમાં તમારી કંઈ ભુલ હશે. હમો તો ગુલામ મહમદને ઓળખતા પણ નથી, તેમજ વળી મારી ખાતરી છે કે મારા ધણીને કોઇનું એક દિનારનું પણ કરજ નથી. ફક્ત હમારા હસ્તક જે જમીન છે તેના માલેકનું અડધા વરસનું ગણોત હમારી ઉપર માગતું છે તેતો હમો થોડા દિવસમાં મુદત સર ભરી દઇશું. મને તો

પુરી ખાતરી છે કે તે જમીનનો માલેક હમારી સાથે આવી ગેરવર્તણુક ચલાવે નહિં. માટે બાઇ સાહેબો તમો ખચીત એમાં કંઈ ભુલાવો ખાતા હશો."

પેલા બે સખ્સોએ ડોકુ ધુણાવીને કહ્યું કે "બાઇ, હમો હમારૂં કામ શી રીતે કરવું તે ઘણી સારી રીતે જાણીએ છીએ, પણ એ વિશેની વાત તો તમારો ધણી આવશે ત્યારે તેવો સાથ કરશું તેટલામાં હમણા તો હમને તમારો સઘળો સરસામન એકઠો કરવા દો." એમ કહીને પાસેના ઓરડામાં જઇને તેઓ સઘળો સામાન તપાસતા હતા, તેટલામાં એક મજબુત બાંધાનો આદમી ત્યાં આવી પહોંચ્યો. તેની ઉમર આશરે વરસ પચાશેકના જેવી લાગતી હતી. તે ઘણાજ ખુશ મિજાજમાં અંદર દાખલ થતો થતો બોલ્યો કે "મારો નાસ્તો તેયાર છે કે!"

પેલી બાઇ આ સાંભળી બોલી ઉઠી કે "નાસ્તાની જગોએ આ મોહકાંણુના સમાચાર તો છે, પણ હું પારૂંચ કે આ સખસો ગુલામ મહમદનું નામ દે છે તેથી તેઓ કાંઈ અહીંઆં ભુલથી આવ્યાછે આજણે તો કોઇનું કાંઇ કરજ નથી."

પેલા સખસના આ સાંભળી હાંજાજ ગગડી ગયા. તેનો ચ્હેરો ફીક્કો પડી ગયો, અને તેના ટાંટીઆ ગગડી ગયા. પેલી બાઈ આ જોઇને ગભરાયલી હાલતમાં બોલી ઉઠી કે "હું તો નથી ધારતી કે તમારી પર ગુલામ મહમદ નામનો કોઈ સખસ બસો દિનાર માગતો હોય" તેણીના ધણીએ એક ઊંડો નિસાસો મારી કહ્યું કે "અફસોસ, તે કેટલી રકમ છે તે મને બરાબર યાદ નથી, પણ જ્યારે તારા બાઇ જામસ્પે સઘળી દોલત ખોઇ નાખી અને તેના થોડાક માગનારાઓએ તેનો સરસામન જપત કરી

હરાજ કરાવ્યો ત્યારે ગુલામ મહમદનું પણ તેની ઉપર લ્હેણું હતું, જે તેનાથી આપવાને બને તેવું નહતું, તેથી ગુલામ મહમદ તેને બંદીખાને મોકલવા તૈયાર થનો હતો ત્યારે હું તેનો જામીન થયો હતો. એવી શરતે કે તેનું લ્હેણું તે ત્રણ વરસની અંદર નહિં ભરે તો મારે આપવું. તારા ભાઇએ તે મારા ઉપર મોકલવાને કબુલ્યું હતું. મગર તે આજ ત્રણ વરસ થયાં ક્યાં છે તેની પણ મને તો ખબર નથી."

આ સાંભળી પેલી બાઇ પોકેપોક રડવા લાગી અને બોલી કે "શું મારા નીમકહરામ ભાઇને લીધે આપણે તથા આપણા સર્વે બચ્ચાંઓ ભુખે મરશું? ક્યારના આ એલ્ચીઓ આવ્યા છે તેઓએ પાસેના ઓરડાનો સઘળો સામાન એકઠો પણ કીધો છે અને હવે તેઓ આપણો સઘળો સરસામાન હરાજ કરાવશે તો આપણે ભુખે મરશું. આ સાંભળી પેલો સખસ પોકેપોક રડવા લાગ્યો અને બોલ્યો "હે પરમેશ્વર, હમો ગરીબ પર આ કેવી આફત, હવે હમારૂં શું થશે? હમોતો ભુખે મરશું" આ સઘળો વખત બાપડાં તેઓનાં ન્હાનાં બચ્ચાં રડતાં હતાં તે જોઈ ગમે તેવા સખત હૈયાના માંણસની આંખમાંથી પાણી પડ્યા વગર રહે નહિં. શોરાબ અને મીનોચેહર પણ આ સઘળો વખત ત્યાંજ ઉભા ઉભા રડતા હતા. તેઓ આ દુખદાયક બનાવ જોવાને વધારે વાર ખોટી થયા નહિં; કારણ કે તેઓને હવે ઘણું મોડું થઇ ગયું હતું. તેઓ હવે જેમ બને તેમ જલદી ઘર ભણી ગયા, જ્યાં તેઓએ દસ્તુર જમશીદને સઘળી બિના કહી.



# પ્રકરણ ૧૭ મું.

## અરદેશીરનું ઘર.

બાદ મીનોચેહેર દસ્તુર જમશીદ પાસ પોતાના બાપને ઘર જેમ બને તેમ જલદી જવાની રજા માગવા લાગ્યો. દસ્તુર જમશીદ તેનો વિચાર તુરત સમજી ગયો, અને તેટલા માટે તેણે તેના જવાનું કારણ પુછવાનું દુરસ્ત ધાર્યું નહિં, પણ પોતાના નોકરને હુકમ આપ્યો કે "ઘોડા ઉપર જીન નાખી લાવ*"

મીનોચેહેરે ઘોડા ઉપર બેસીને તેને ખૂબ દપટાવ્યો. થોડા વખતમાં તે પોતાના માબાપને ઘર આવી પોંહચ્યો. જેવો તે ઘરમાં દાખલ થયો કે અરદેશીર તથા શીરીને તેને દુરથી આવતો જોઇને ઓળખ્યો નહિં, કારણ અગાઉ કરતાં તે હમણા વધારે કદાવર બન્યો હતો. જ્યારે તે છેક નજદીક આવ્યો ત્યારે તેઓએ તેને ઓળખ્યો અને તેને એકાએક આવેલો જોઇને અજાએબ થયાં. તેઓ તેને પુછે તે પેહેલાં મીનોચેહેર • પોતાના બાપને નીચે મુજબ કહેવા લાગ્યો.

"મારા મહેરબાન મુરબી સાહેબ, હું આપની પાસે એક અરજ કરવા આવ્યોછું, જે આપ ગુસ્સે ન થાઓ તો કહું."

અરદેશીર તથા શીરીન પોતાના છોકરાના મોઢામાંથી આટલી બધી સભ્યતા નીકળેલી જોઇને એટલાં તો ખુશ થયાં કે તેઓ તેને ભેટ્યા, બાદ ઘણીજ માયાળુ રીતે અરદેશીર કહેવા લાગ્યો જે "મારા વહાલા બેટા જે તારે ગમે તે કહેની, તુને આટલો બધો સુધરેલો જોઇ હું ઘણો ખુશી થયોછું."

---

*વાંચનારે જાણવું જોઇએ કે મીનોચેહેર દસ્તુર જમશીદને ત્યાં આવ્યા પછી ઘોડા ઉપર બેસતાં ઘણું સરસ શીખ્યો હતો.

**મીનોચેહેર**—મારા મ્હેરબાંન બાવાજી, ઠીક, ત્યારે તો હું અરજ કરૂંછું કે આપ પૈસાદાર છો તો મને થોડા પૈસા નહિં આપસો?

**અરદેશીર**—શું તને પૈસા જોઇએછે? મારા પ્યારા બેટા બોલ, કેટલા જોઇએછે.

**મીનોચેહેર**—સાહેબ મને તો ઘણા જોઇએછે.

**અરદેશીર**—વળી ઘણા માગી માગીને તું કેટલા માગવાનો છે? દસ માગશે કે પંદર, માટે બેલાશક મારા વહાલા બેટા તુને જોઇએ તેટલા માગ.

**મીનોચેહેર**—અરે નહિં રે સાહેબ, દસ પંદર શું મને તો ઘણા દિનાર જોઇએ છે.

**અરદેશીર**—પણ બોલ તો ખરો કે તને કેટલા જોઇએછે ?

**મીનોચેહેર**—બાવાજી, મને તો ઓછામાં ઓછા સવા બસો દિનાર જોઇએ છે.

**શીરીન**—( એકદમ બોલી ઉઠી ) અરે તારૂં ભલું થાય તારૂં સવા બસે દિનાર!!! ખરેખર દસ્તુર જમશીદે તો તને ઘણો ઉડાઉ બનાવ્યો છે.

**મીનોચેહેર**—મારા મ્હેરબાંન માતાજી, તમો નાહક દસ્તુર જમશીદને શું કામ બદલામ કરોછો. તેઓ તો એ વિશે કશું જાણતાબી નથી.

**અરદેશીર**—પણ અરે ભલા માણસ, હજી તો તું ભોંયમાંથી ફુટેછે, તેટલામાં આવા મ્હોટા મ્હોટા ખરચ શેના કરવા નીકલ્યો છે?

**મીનોચેહેર**—મારા મ્હેરબાન પિતાજી, એ વાત ખાનગી છે પણ મને ખાતરીછે કે જ્યારે મેં એ દિનારનો શો ઉપયોગ કીધો તે તમો જાણશો ત્યારે ઘણા ખુશી થયા વગર રેહેસો નહિં.

**અરદેશીર**—ખુશી થયા, સામા પસ્તાઇએ તો ખરા. જ્યારે તારે હમને ખુશીજ કરવાંછે તો કહી દેની કે હું ખુશી થઇને તે રકમ તને આપું?

**મીનોચેહેર**—મેં આપને પેહેલથીજ કહ્યુંની કે એ વાત ખાનગી છે તેથી હું કહી શકતો નથી. તોપણ બાવાજી જો આપની મરજી એ રકમ મને નહિં આપવાની હોય તો મ્હેરબાંની કરીં તેટલી રકમ મને ઉછીની આપો, હું આ પને તે ધીરે ધીરે પાછી આપી દઇશ.

**અરદેશીર**—પણ આવી મ્હોટી રકમ શી રીતે તું પાછી વાળી શકશે?

**મીનોચેહેર**—કેમ નહિં બાવાજી? તમો મને પાકીટ ખરચ સારૂં દર મહીને પાંચ દિનાર આપોછો, ને વળી દર વરશે સારાં સારાં કપડાં કરી આપોછો તે જ્યાં સુધી એ રકમ વસુલ થાય ત્યાં લગી ના આપતા, એટલે બસ કેની?

**અરદેશીર**—મીનોચેહેરનાં આટલા બધા કાલાવાલા અને આગ્રહ જોઇને ખુબ અચંબો પામ્યો, તેની સાથે વળી જ્યારે પોતાના છોકરોને પેહલીજવારીં દસ્તુર જમશીદને ત્યાં મોકલ્યા પછીનો આટલો બધો સુધરેલો જોયો ત્યારે તેણે વિચાર કીધો કે એટલી જુજેં રકમ આપીને જોઊં તો ખરો કે એનો તે શો ઉપયોગ કરેછે. એવું ધારીને તેણે સવા બસોં દિનાર મીનોચેહેરને ગણી આપ્યા, અને તેની સાથે કહ્યું કે એનો તું શો ઉપયોગ કરેછે તે જાણવાને હું આતુરમંદ છું, તેમજ હું આશા રાખુછું કે તું તેનો ખરાબ ઉપયોગ કરશે નહિં; નહિંતો પછી હું કદી તારો વિશ્વાસ કરીશ નહિં.

**મીનોચેહેર**—પોતાના બાપની આ ઉદારતા જોઇને તેને પગે પડ્યો, તેમજ પોતાની માને ભેટીને તેઓની

રજા લેઇને પાછો દસ્તુર જમશીદને ત્યાં જવા નીકળ્યો.

તે ગયા બાદ અરદેશીર પોતાની મોહોરદાર શીરીનને કેહવા લાગ્યો જે "આજે હું આપણા છોકરાને જોઈ ઘણોજ ખુશી થયો છું. આહા ! કેટલો બધો ફેરફાર ! આજે તે કેટલી સભ્યતાથી વાતો કરતો હતો? બેશક આટલો બધો એનામાં ફેરફાર જોઇને હું ઘણો ખુશી થયો છું."

શીરીન—બેશક હાલમાં એ જરા શાણો તો બન્યો છે ખરો, પણ દસ્તુર જમશીદ એને ઘણો ઉડાઉ બનાવી દીધો છે. જુવોની, એને આવડી મ્હોટી રકમનો શો ખપ પડ્યો?

અરદેશીર—મારી વહાલી શીરીન, દસ્તુર જમશીદ કાંઇ એને ઉડાઉપણું શિખવે નહિં; એની આટલી બધી સભ્યતાથી તેમજ એના બોલવા ઉપરથી મને તો લાગેછે કે તે એ રકમનો સારોજ ઉપયોગ કરશે મારા ધારવા પ્રમાણે તો એણે કાંઇ જમીન બમીન લેવાનું સારું કીધું હશે. પણ તે ગમેતે હો; મેં આ જે રકમ કાઢી આપીછે તે ફક્ત એની કસોટી કરવાજ આપી છે; માટે જે હશે તે આપણને થોડા વખતમાં માલમ પડશે.

આનીમેર મીનોચેહેર પાછો ઘોડો દોડાવતો કે દસ્તુર જમશીદને ઘર આવી પહોંચ્યો. અને શોરાબને લઇને તમીનાને ત્યાં પાછો ગયો. જ્યાં તેણે પેલી બાઇના હાથમાં દિનારની કોથળી મુકી, જે જોઈ પેલી બાઈ અતિશય ખુશ થઈ, અને મીનોચેહેરને હજારો આશીરવાદ દેવા લાગી.

બાદ તેઓ ત્યાંથી દસ્તુર જમશીદને ત્યાં પાછા ફર્યા, જ્યાં શોરાબે દસ્તુર જમશીદને મીનોચેહેરની ઉદારતા વિશે કહ્યું, તે ઉપરથી દસ્તુર જમશીદ બોલ્યા "મીનોચેહેર તારામાં આવા ગુણો જોઇ હું ઘણો આનંદ પામ્યોછું. તારાં માત પીતા એ વાત જાણશે ત્યારે તેઓ કેટલાં ખુશી થસે. !"

બીજે દિવસે તેઓને વાડીમાં ઝાઝું કામ ન હોવાથી તેઓ પેલી બુંગલીમાં જઇને બેઠા; જ્યાં દસ્તુર જમશીદે મીનોચેહેરને કહ્યું કે "મેં ગઈ કાલે એક વાત વાંચીછે જે ઘણી સરસ છે, તારે સાંભળવી હોય તો હું કહી સંભલાવું." મીનોચેહેરે ઘણી ખુશી સાથે દસ્તુર જમશીદને તે વાંચવા કહ્યું, જે ઉપરથી તેવાએ નીચેની વાત વાંચી:—

## પ્રકરણ ૧૮ મું.

### એક ખાધરો ગૃહસ્થ.

ઇટલી દેશનાં એક પ્રાન્તમાં એક શ્રીમંત ગૃહસ્થ રેહેતો હતો. તેને વિદ્યાભ્યાસ કરવાનો કે કસરત કરવાનો શોખ નહોતો તેથી તેને આખો દાહડો ખા ખા કરવાની ટેવ પડી. સવાર પડે કે તેને પેહેલી ફીકર એટલીજ પડે કે ભોજન વખતે મારે શી શી વાનીઓ ખાવી અને સૌથી સ્વાદિષ્ટ ભોજનની વસ્તુઓ કેમ મેળવવી. ઇટલીમાં તરેહ તરેહવાર સુંદર દારૂઓ થતા પણ આ સખસ તેથી સંતોષ પામતો નહી. તેણે ફ્રાન્સ અને સ્પેઇનમાં આડતીઆઓ રાખ્યા હતા અને તેઓ ઘણાજ કીમતી દારૂ ખરીદ કરીને આપણા ભાઈસાહેબને માટે મોકલતા. નદી કિનારે આવેલાં સઘળા શેહેરોમાં એને કાગળ પત્રનો વેહેવાર હતો અને તેઓ એને તરેહ તરેહની માછલી નિરંતર મોકલ્યા જતા. દરેક મરઘીનો વેપારી અને માછલીનો વેપારી એને સર્વથી સરસ વેપારની વસ્તુઓ પૂરી પાડતા. શું ખાનું તેયાર કર્યુંછે તેનો હુકમ આપવાને તેણે એક ખાસ નોકર રાખ્યો હતો. જેવો સવારમાં નાસ્તો ખાઈ લેતો કે તરતજ તે પુસ્તકશાળામાં જતો; જ્યાં આરામ ચેર પર બેસીને એક રેશમી રૂમાલ પોતાની છાતી અને દાડી

વચ્ચે રાખીને પોતાના મુખ્ય ખબરચીને બોલાવતો. મોંડામાંથી બોલ નીકળતાં વારને તે હાજર થતો ,અને પોતાની સાથે બે નોકરોને લઈ આવતો. તેઓ બે રૂપાના ખુમચા લઇને આવતા, જેમાં તરેહ તરેહવાર લ્હેજતદાર વાનીઓની રકાબી ગોઠવેલી હોય. પેલો ગૃહસ્થ દરેકમાં કકડો કકડો રોટલી બોળતો અને ચાખી જોતો અને જાણે ગવરનર સરકારી કાગળોપર વિચાર કરી સહી કરતો હોયની તેમ દરેક વાનીઓ વીશે ટીકા કરતો કે ફલાણી વાની ઘણી સરસ થઇછે, ફલાણીમાં મીઠું જરા વધારેછે, ફલાણીમાં જરા કમીછે, ફલાણી જરા તીખી વધારેછે વગેરે વગેરે બધી હકીકતો કેહતો. જ્યારે આ અગત્યનું કામ પુરૂં થતું ત્યારે પોતે કોચ ઉપર ર્‌હોડી જતા અને થાક અને શ્રમ ઉતારતા અને ભોજનને વાસ્તે તૈયારી કરતા. આમ કરતાં તે ખુશનુમાં કલાક આવ્યો કે તેની ખુશીનોતો પારજ નહીં. તરેહ તરેહની માછલી, માંસ વીગરે તેની આગળ મૂકવામાં આવતાં, જે ફરી કોઈપણ દિવસ ખાવા ન મળતાં હોય, તેમ ગરચી ગરચીને ખાતો. વચ્ચે વચ્ચે ભૂખ લાગે અને પચે તેને માટે દારૂનાં ટમલરોપર ટમલરો ઉડાવતો. આખરે તે ખાતો બંધ થતો તે એટલાજ કારણને માટે કે તેના પેટમાં જગા રેહતી નહીં કે તેમાં તે વધારે ગડબે.

આ પ્રમાણેની રીત એણે જારીજ રાખી. આખરે તે એટલો તો પુષ્ટ થયો કે તેનાથી એક જગાએથી બીજી જગાએ ખસાય નહીં. તેનું મ્હોડું સૂજી ગયું અને તેના પગ સૂજીને થાંભલા જેવા થયા છતાં તેનું ભારી શરીર ઉચકવાને શક્તિમાન નહોતો. એ ઉપરાંત તેને પેટમાં જબરો ચૂંકો ચાલતો. તેનું પરિણામ આખરે એજ થયું કે

તેને નજલો થયો.પણ તેને સારે નસીબે રફતે રફતે તે રોગ ઓછો થયો.પણ તેણે અગાઉની હાલતથી નહીં ચેતીને પાછી પોતાની અસલી ખાઉધરપણાની ટેવ જારી કીધી. માત્ર થોડો વખતજ તે સારો રહ્યો અને આખરે તેના શરીરના દરેક સાંધાઓમાં અતીશય દુઃખ થવા લાગ્યું.આવી દુઃખી હાલતમાં તેણે એક હકીમ કે જે ઘણો પંકાયલો હતો તેને બોલાવીને કહ્યું "હકીમ સાહેબ મારી કેહવી માઠી અવસ્થા થઈ ગઈછે તે આપ જોતા તો હશો?"

**હકીમ**—હા, મને લાગેછે કે અતીશે ખાવા પીવાથી એ રોગ તમને થયોછે.

**ગૃહસ્થ**—નાજી, હું સ્હેજસાજ ખાઉંચ અને જો કે હું ગમે તેટલો દારૂ પીઉચ છતાં મને નિશાતો કોઈ દાહડે ચહડતીજ નથી.

**હકીમ**—ત્યારે તમે ઘણું ઉંઘતા હશો.

**ગૃહસ્થ**—તે બાબત આપ પૂછતા હોતો મારે એટલુંજ કેહવાનું છેકે હું દરરોજ રાત્રે લગભગ બાર કલાક સૂઉં છઉ, કારણકે સવારે જે ટાહાડ પડેછે તે મારી તબીએતને માફક આવતી નથી. મારે આખે શરીરે એટલું તો દરદ થાયછે કે રાતનાં મને જરા પણ ઊંઘ આવતી નથી. જો જરા લ્હેર આવીતો પાછો દરદને લીધે જાગી ઉઠુંછું.

**હકીમ**—એતો તમારા જાનને ઘણું નુકશાનકારક છે. મને નવાઈ લાગેછે કે તમારૂં શરીર આવું છતાં આટલું પુષ્ટ રહ્યુંછે.

**ગૃહસ્થ**—જો હું દિવસમાં બે ત્રણવાર ઊંઘ નહી લેતો હોઉંતો જરૂર મારૂં શરીર લેવાઈ જાત.

**હકીમ**—હું ધારૂચકે તમો કસરતતો નહીંજ કરતા હો?

**ગૃહસ્થ**—અફસોસ! જ્યારે મારામાં શક્તિ હતી ત્યારે

એક બે વાર ગાડીમાં ફરવા જવાને હું કદી ચૂકતો નહીં. પણ હાલની તબીએતમાંતો મારાથી જરા પૂણ ખસાતું નથી. એ ઉપરાંત મારા દરેક સાંધામાં ચસકો મારેછે તેથી હું નકામો જેવો થઈ ગયોછું.

હકીમ—કામ ઘણું કઠણછે પણ હજુ લગામ હાથમાંછે તમો જો ખાવાપીવાનું જરા કમતી કરોતો થોડા વખતમાં તમને શરીરે કરાર થાય.

ગૃહસ્થ—અરે સાહેબ એ તમો શું બોલોછો ! મારૂ શ-રીર ઘણું નાજુકછે તેની તમને ખબર નથી ! તમો તો એવો રસ્તો બતલાવોછો કે જેથી હું પુંરોજ થઈ જાઉં ! જ્યારે હું સવારમાં ઉઠુંછું ત્યારે મારા પેટમાં અને માથામાં દરદ થાયછે અને તે ઉપરાંત એટલીતો નબળાઈ લાગેછે કે જો બે ત્રણ ગલાસ દારૂ ન લઊંતો મારાથી ઉઠાય પણ નહી. હકીમ સાહેબ આપતો ઘણા કાબેલ છો માટે જો આપ કાંઈ અરક અથવા ગોળી આપશોતો તે હું ખુશીથી લઈશ અને મને આશાછે કે તેથી મારો રોગ જરૂર મ-ટ્યા વગર રેહશે નહીં. પણ મેહેરબાની કરીને ખોરાકમાં ફેરફાર કરવાનું કેહતા હોતો તેતો માફજ કરો.

હકીમ—ત્યારે શું તમો એમ ધારોછો કે તમો એમને એમ તંદુરસ્તી પાછી મેળવશો? અથવા શું તમો એમ ધારોછોકે થોડીક બાટલી દવા પીધી એટલે આ ઘણા દિવ-શનો કઠોડો રોગ જતો રેહશે ? હું કાંઈ આવી શરતથી સારૂં કરી શક્તો નથી અને તેથી હું તમને ઠગીને દવા કરવા માંગતો નથી,

ગૃહસ્થ—મારી ભરજુવાનીમાં તમો મને આ પ્રમાણે નિરાશ કરો એ કેટલું શોકાતુર છે? અરે તમો કેહવા ક્રૂર અને દયા વગરના હકીમજો ! શું મને ર્હેન મળે એવો કંઈ પણ ઉપાય તમો કરશો નહીં ?

**હકીમ**—સાહેબ એ બાબત ઉપર હું જેટલું જાણુંછું તે બધું તમને કહી ચુક્યોછું. એટલું છતાં હું તમને ખબર આપુછું કે ટ્યુરીન શેહેરમાં મારો એક ભાઈ વૈદું કરેછે તે ઘણોજ વિદ્વાન અને હુશીઆરછે અને આ રોગ સારો કરવામાં ઘણોજ ઉસ્તાદછે. જો તેની સલાહ લેવી તમને યોગ્ય લાગેતો હું શિફારસ પત્ર લખી આપું; કારણકે તે કોઇને પણ ઘરે જતો નથી, પછી રાજા કાં ના બોલાવે ?

આ પ્રમાણે વાતનો અંત આવ્યો; કારણકે તે ગૃહસ્થથી મુસાફરીની વેઠ ખમી શકાય એમ નહોતું તેથી ત્યાં જવાનું ના પાડ્યું. પેલો હકીમ પણ હવે ત્યાંથી પોતાને ઘર ગયો. પેલો પૈસાદાર ગૃહસ્થ આથી ઘણો નાસીપાસ થયો અને પછી પોતાની તબીએત પરજ રેહવાનો ઠરાવ કીધો. પણ થોડા દિવશમાં તેને લાગ્યું કે મારી તબીયત વધારે બગડવા માંડીછે. હવે તેના મનમાં ટ્યુરીનના હકીમની વાત ઠશી તેથી તેણે આખરે મુસાફરી કરી ત્યાં જવાનો ઠરાવ કર્યો. આ કારણને માટે તેણે એક એવી પાલખી તૈયાર કરાવીકે તેમાં તેનાથી નીરાંતે સુવાય અને ખવાય. મુસાફરી એક દાહાડાથી વધારેની નહોતી પણ તેનાં તેણે ચાર દિવશ કીધા એવા વિચારથી કે રખેને પોતાને થાક ચઢે. એ ઉપરાંત તેણે એક ખોરાકથી ભરેલું ગાડું પોતાની જોડે રાખ્યું અને તેમાં ખાવાની દરેક સ્વાદિષ્ટ વસ્તુ ભરી; વળી તેણે પોતાની સાથે બે બબરચી રાખ્યા, એવા હેતુથી કે રસ્તામાં તેને કોઈ પણ રીતે ખાવાની અડચણ પડે નહીં: આવી કંટાળા ભરેલી મુસાફરી કીધા પછી તે ટ્યુરીન શેહેરમાં આવી પ્હોચ્યો, પેલા હકીમના ઘર આગળ પાલખી અટકી, બાદ ચાકરોએ પેલા ગૃહસ્થને ઊંચકીને પાલખીમાંથી નીચે ઉતાર્યો, અને એક સ્વ-

જી ઓરડામાં તેડી ગયા. તે વખતે તે વિશાળ ઓરડામાં પંદરેક માણસ જમવા બેઠા હતા તેઓની વચ્ચો વચ હકીમ સાહેબ હતા તેઓ સઘળાને વિવેકથી ખાવાનું કેહતા હતા.

**હકીમ**—(પોતાની જમણી બાજુએ એક ફીક્કા ચ્હે-રાવાળાને) સાહેબ આ માંસના ત્રણ કકડા તમારે વધારે ખાવા જોઇએ નહીંતો તમારો ટાંહાડીઓ તાવ મટનાર નથી. (બીજાને-) આ દારૂનું ગલાસ પીજાઓ એ ઘણો સારોછે અને તાવના ઉપર અક્સીર એલાજછે. (એકસ્રીને-) તમારે તમારા બચ્ચાનો રોગ મટાડવો હોયતો આ શરબત પાઓ.(ચોથાને-)તમારા પગનો સોજો કેમછે? તેણે કહ્યું "નરમછે, જ્યારથી હું આપની ટેબલ ઉપર ખાવા બેસતો થયો ત્યારથી મને ઘણો કરારછે." તે હકીમે કહ્યું "જો તું આ જાતનો દારૂ પુષ્કળ પીશતો એક પખવાડીયામાં તારો રોગ તદંન જતો રેહવાનો."

પેલા ગૃહસ્થને આ બધું શાંભળી ઘણીજ ખુશી હાંસલ થઈ, ને પરમેશ્વરનો પાડ માનવા લાગ્યો કે "આખરે મને સમજુ હકીમ મળ્યો ખરો. એકંઈ મને રોટલીને પાણીજ ખવડાવી, કરી પળાવે એવો દેખાતો નથી અને સારૂ કરવાને બ્હાને ભૂખે મારવાનો નથી. એમતો પેલા અડબંગોજ કરે.મારૂ સારૂ નશીબ કે તેવા અડબંગોના હાથમાંથી હું છટકી આવ્યો."

આખરે પેલો હકીમ સઘળા દરદીઓથી ફારગ થયા બાદ તે ગૃહસ્થની પાસે આવ્યો અને તેને કહ્યું કે "મારા ભાઇનો કાગળ મને મળ્યોછે તેથી હું તમારી હકીકતથી વાકેફ થયોછું પણ જો મારા કહ્યા પ્રમાણે ચાલવાને તમો રાજી હોતો હું મારો હુનર તમારા પર અજમાવું."

**ગૃહસ્થ**—બેલાશક આપની જેમ નજરમાં આવે તેમ કરો.

**હકીમ**—ત્યારેતો તમો આ તમારા ચાકરોને ઘર મોકલી દો અને કહો કે એક મહીના પછી આવે.

**ગૃહસ્થ**—ત્યારે મારા ખાવાની તજવીજ આપ ખરાબર રખાવશો?

**હકીમ**—હા ઘણી ખુશીની સાથે. આમ જુઓ કે આઠ વાગ્યા કે બધું તૈયાર. એમ કહી હકીમ સાહેબ ત્યાંથી ગયા. પેલાના મનમાં સારૂ સારે ખાવાના તરેહવાર અંદેશા આવવા લાગ્યા. એમ કરતાં તે ઘણોજ ભૂખ્યો થયો ત્યારે તેણ પેલા હકીમના એકાદ ચાકરને બોલાવ્યો અને તેને કહ્યું "મારે વાસ્તે ખાવાનું કેમ નથી લાવતો?" પેલા ચાકરે જવાબ દીધો, મારા શેઠનો પોતાની રૂબરૂ શીવાય કોઇને પણ ખાવાનું આપવાનો હુકમ નથી, તેથી ધીરજ રાખો સાહેબ તેઓ હમણા આવશે." આથી તેને વધારે વખત ભૂખ્યા રેહવું પડ્યું. આખરે હકીમ સાહેબ આવ્યા અને ખાણું મંગાવ્યું. તેમાં ઘણીજ સાદી ચીજ જોઇને પેલો ગૃહસ્થ અતિશય અકળાયો અને કહ્યું "અરે એ શું! આવુંતો હું મારા ચાકરોને પણ ખવાડતો નથી. "આ ઉપરથી હકીમ સાહેબ બોલ્યા" સબુર ભાઈ એતો તમારૂં લોહી જરા ઉકળી ગયુંચ તેથી મેં આમ કીધુંચ કાલે તમને જોઇએ તેવું અચ્છું ખાનું આપીશ. આ ઉપરથી પેલા ગૃહસ્થે સેજસાજ ખાધું. બાદ હકીમ સાહેબ ત્યાંથી ચાલી ગયા. જતી વખતે ચાકરને કેહતા ગયા કે એને ફલાણા ઓરડામાં લઈ જઇને સુવાડજે. આ ઉપરથી પેલો ચાકર તે ગૃહસ્થને પકડીને તે ઓરડા ભણી ધીમે ધીમે લઈ ગયો. પેલો ગૃહસ્થ તે ઓરડામાં દાખલ થતાં વાર પુછવા લાગ્યો જે "મારૂ બીછાનું ક્યાં છે? હું થાકી ગયોછું."

પેલા ચાકર નીચે સાદડી પડી હતી તે બતલાવીને ઓર-ડાનું બારણું ઢાંકી મુગો મુગો ચાલતો થયો. પેલો ગૃહસ્થતો મ્હોટે મ્હોટે બૂમ પાડવા લાગ્યો પણ સાંભળેચ કોણ! આખરે થાકીને પેલી સાદડીપર પડ્યો અને ધસધસાટ ઊંઘ કાહાડી. સવારનાં હકીમે આવી ઓરડો ઊઘાડ્યો અને તેને ઊંઘતો જોઇ ઉઠાડ્યો. પેલો ગૃહસ્થ તુરત ઉ-ઠ્યો અને બીછાના માટે હકીમ આગળ ફરીયાદ કરવા લાગ્યો. આ ઉપરથી હકીમ સાહેબે તેને જવાબ દીધો જે "મેં આ બીછાનામાં દવા નાંખી હતી તેથી તમને આખી રાત કેવી મઝેની ઊંઘ આવી હતી." આથી પેલા ગૃહસ્થે કબુલ કીધું કે "આખી રાત મને ઊંઘતો ઠીક આવી હતી."

હવે તે ખાવાના વિચારમાં પડ્યો અને હકીમ સાહે-બને ખાવાનું મંગાવવાનું કેહવા લાગ્યો. હકીમ સાહેબતો બ્હાર જઇને ખાંનુ એક ચાકર પાસે મોકલ્યું પણ પેલા ગૃહસ્થને ખાંનુ જોતાં માલમ પડ્યું કે આતો ગઈ કાલ કરતાં પણ હલકુંછે ત્યારે તે ખૂબ બબડ્યો અને બૂમ પાડી હકીમને તેમજ ચાકરોને બોલાવવા લાગ્યો પણ સાંભળેચ કોણ! આખેરે થાકીને ઘણાજ કંટાળાથી થોડું ખાધું. હવે થોડા વખતમાં હકીમ સાહેબ તે ગૃહસ્થની પાસે આવ્યા અને તેને કહ્યું કે ચાલો મારી સાથે હું ત-મારા પગની દવા કરૂં, એમ કહીને બે આદમીઓ તેને પકડીને એક ઓરડા ભણી લઈ ગયા; જ્યાં પેલા ગૃહસ્થને દેવાળ પકડાવીને મ્હા મુશીબતે ઉભો રાખ્યો; બાદ હકીમ સાહેબ ઓરડાનું બારણું બંધ કરી ત્યાંથી ચાલી ગયા. હવે પેલા ઓરડાની જમીનપર લોહડાનાં પતરાં જડેલાં હતાં જે પેલા હકીમે નીચેથી તપાવ્યાં. ધીમે ધીમે તે

ગરમ થતાં ગયાં. પેલા ગૃહસ્થને તે ગરમ લાગ્યાં ત્યારે તે મ્હોટે મ્હોટે બૂમ પાડવા લાગ્યો પણ દાદ કે ફરિયાદ! આખરે જ્યારે તેનો પગ દાઝવા લાગ્યો ત્યારે તે થાકીને અહીંથી તંહી એક પગે કુદકા મારવા લાગ્યો પણ જ્યારે તેનો તે પગ જરા વધારે દાઝ્યો ત્યારે નાચારીએ બીજો પગ જે છેલ્લાં ત્રણ વરશ થયાં તેનાથી ભોંય પર પણ મુકાઈ શકાતો નહોતો તેવડે કુદકા મારવાની, અને છેલ્લે બન્ને પગે ચાલવાની ફરજ પડી. હવે પેલા હકીમે તે પતરાં વધારે ગરમ કરાવ્યાં નહીં જેથી તે રફતે રફતે થંડાં પડતાં ગયાં. પેલા ગૃહસ્થને આખે શરીરે પુષ્કળ પસીનો પડ્યો હતો અને ઘણો થાકી ગયો હતો તેથી હકીમ સાહેબે તેને માટે ઓરડામાં એક ખુરશી મોકલી જેપર તે બેઠો અને જ્યારે થોડીવાર રહીંને તેની થાક ઉતરી ગઈ ત્યારે તેને ઘણી ભૂખ લાગી. જમવાનો વખત થયો ત્યારે હકીમ સાહેબે તેને માટે ખાનું મંગાવ્યું જે ગમે એવું હલકુ છતાં તેને ઘણું સ્વાદિષ્ટ લાગ્યું. આ પ્રમાણે રફતે રફતે તેની તબીએત સુધરતી ગઈ અને હલકો ખોરાક ખાવાથી તેમજ કસરતથી મજબૂત બન્યો.

મીનોચેહેરે કહ્યું "ખરેખર આ ઘણી હસવા લાયક વાત છે. હવે પછી એ રોગથી પીડાયલા જે કોઈ શખશો આપણે ઘર આવશે તેને હું એ વાંચી શંભળાવીશ."

દસ્તુર જમશીદે જવાબ દીધો "તારા જેવા ન્હાના છોકરાને એમ કરવું ઘટે નહીંતો. જ્યારે કોઈ માણસને પોતાનેજ બોધ જોઇતો હોય ત્યારે તે સામાને તે શું બોધ આપવાનોછે? એતો "ડાહી સાસરે ન જાયને ઘેલીને શીખામણ દે" તેવું થાય."

મીનોચેહેર આ સાંભળી ચુપ થયો અને કશું બોલ્યો નહીં.

આ વાત થવા પછી કેટલેક દાહડે બરફ પુષ્કળ પડ્યું

તેમજ ગ્રાકળ અને ટાહાડ એટલીતો સખ્ત પડી કે તેઓ બધાને ઘરમાં રેહવું પડતું. વખત ગાળવાને વાસ્તે દસ્તુર જમશીદે નીચેની વાતથી તેઓનું મનરંજન કીધું.

## પ્રકરણ ૧૯ મું.

### બે લૂટારાઓ.

એક વખતે એવું બન્યુંકે એક લૂટારોકે જે પુષ્કળ લૂટફાટ ચલાવતો હતો તેને પકડી હાથકડી પહેરાવીને એક સિપાઈ મહાન સિકંદર પાદશાહ આગળ લઈ આવ્યો. સિકંદર પાદશાહે પેલા લૂટારાને પૂછ્યું "કેમરે? જે એશ્યન લૂટારાનાં પરાક્રમની મેં આટલી બધી બૂમ સાંભળીછે તે તુંજકે?"

લૂટારો—હું એક એશ્યન અને સિપાહીછું.

સિકંદર—ઓહો! સિપાહી!!અરે—ચોર, ધાડખોરો, ખુની કહે! આ દેશની તું એક બલાછે. હા! તારી હિમ્મતને માટે તો હું તને માન આપુછું, પણ તારા પાપોને હું ધિક્કારૂંછું, અને તેને માટે તને સજા થવી જોઇએ.

લૂટારો—એવું તે મેં શું કીધુંછે કે જેને માટે આપને બરબડવાનું કારણ હોય?

સિકંદર—અરે! શું તેં મારી આણ તોડી નથી? પ્રજાની સુલેહનો ભંગ તેં નથી કીધો? અને તારી જીંદગી પ્રજા તરીકેનાં તારા ભાઇઓનાં જાન માલને નુકસાન કરવામાં નથી ગુજારી?

લૂટારો—શાહ સિકંદર! હું તારો બંદીવાનછું, તું જે કહે તે મારે સાંભળવું પડશે, અને તું જે શિક્ષા કરે તે મારે ખમવી પડશે, પણ મારો જીવ તેં જીત્યો નથી. અને તેટલા માટે જો તારા આ મ્હેણાનો હું જવાબ દઊંતો તે એક સ્વતંત્ર માણસ તરીકેજ દઇશ.

સિકંદર—તારે જોઇએ તેટલી છૂટથી બોલ. જેઓને હું

મારી સાથે વાત કરવાની છૂટ આપું. તેઓને મારી સત્તાનો દાબ બતાવી ચુપ કરૂં એ મારા વિચારથી પણ દૂરછે.

લૂટારો—તો તમારા સવાલના જવાબમાં હું એક બીજો સવાલ પુછુછું. આપે પોતાની જીંદગી શી રીતે ગુજારીછે ?

સિકંદર—એક મહાવીર તરીકે. કીર્તિને પૂછ, તો તે તને કેહેશે. હું બહાદુર પુરૂષોમાં બહાદુર, રાજવંશીઓમાં સર્વોપરી, અને વિજયીઓમાં સર્વથી વિજયીછું.

લૂટારો—ત્યારે કેમ ? કીર્તિ મારે વિષે કંઈ બોલતી નથી ? મારી ટોળી કરતાં વધારે છાતીવાળી ટોળી અને તેનો મારા કરતાં કોઈ વધારે છાતીવાળો સરદાર આજ સુધીમાં કાને સાંભળ્યોછે ? કોઈપણ એવો—પણ અભિમાન કરવું એ તુચ્છ ટેવછે, તમે પોતે જાણોછો કે હું કંઈ સ્હેજસાજમાં પકડાયો નથી.

સિકંદર—તોપણ આખરે તું ચોર,—નીચ,—ફાંસીયો ચોર.

લૂટારો—અને વિજયી પુરૂષો કેવા કેહવાય ? તમે પણ આ પૃથ્વીમાં બધે એક રાક્ષસ તરીકે નથી ભટક્યા ? શાંતિ અને ઉદ્યોગનાં સુંદર ફળો ઉપર હીમ નથી પાડ્યું ? નહી કાયદો, નહી ઇનસાફ, અને માત્ર રાજ્યતૃષ્ણા સંતોષવાનેજ લૂટ, પાએમાલી અને મોતનો વરસાદ તમે નથી વરસાવ્યો ? જે વિટંબણા મેં એક પ્રગણા ઉપર સો સાથીઓ સાથે પાડેલીછે તે સઘળી તમે આખા દેશના દેશો ઉપર હજારો બંદ સાથીઓની મદદથી પાડીછે. જો મેં છૂટા છૂટા માણસોને લૂટ્યા હશે તો તમે મોટા મોટા રાજા રાણાઓને ખાને ખરાબ કીધા હશે. મેં થોડાં ગામડાં બાળ્યાં હશે તો તમે દુનિયાનાં જાહોજલાલીવાળાં રાજ્યો અને શેહેરો ઉજડ કીધાં હશે. તો પછી ફેર કેટલો રહ્યો ? માત્ર એટલોજ, કે તમે રાજાને ઘેર જન્મ્યા, અને હું

રૈયતને ઘેર જન્મ્યો તેથી તમને મારા કરતાં વધારે બળવાન લૂટારા થવાનો પ્રસંગ મળ્યો.

**સિકંદર**—પણ મારો જુલમ જેમ રાજાનોછે, તેમ મારી બક્ષીસો પણ રાજાનીજ છે. મેં જેમ મોટાં મોટાં રાજ્યો ઊંધાં વાળ્યાંછે, તેમ તેના કરતાં વધારે બળવાન રાજ્યો સ્થાપ્યાંછે. મેં વેપાર, હુન્નર અને વિદ્યાને ઉત્તેજન આપ્યુંછે.

**લૂટારો**—મેં પણ શ્રીમંતો પાસેથી લઇને ગરીબોને મોકળે હાથે આપ્યુંછે; માણસોમાં અતિ વિકાળ જાતને કુરપ અને બંદોબસ્તથી વશ કીધીછે. તથા દુઃખીનું દુઃખ ટાળવામાં મેં મારોહાથ વાપર્યોછે. તમે જે વિદ્યા, હુન્નર વિષે બોલ્યા તેમાંતો હું કંઈ સમજતો નથી. તોપણ એટલું માનજો કે આપણે આ દુનિયામાં જે ઉથલપાથલ કીધીછે તેનો બદલો નથી **તમે** વાળી શકવાના કે નથી હું વાળી શકવાનો.

**સિકંદર**—ચલ, ચાલ્યો જા અહીંથી. એની બેડી કહાડીલો અને એની સારી બરદાસ્ત લેજો. (લૂટારો જાયછે.) હેં! ત્યારે અમે બન્ને એટલે બધે દરજ્જે સરખાજ છીએ? મહાન સિકંદર પણ એક લૂટારોજ!! રાખો, વિચાર કરી જોઉં.

---

## પ્રકરણ ૨૦ મું.

### દસ્તુર જમશીદને ત્યાં ખાનું.

હવે દસ્તુર જમશીદ પોતાના લત્તાનાં ઘણાં ગરીબોને દર વરશે એક ખાનું આપતા હતા, તે આપવાનો વખત આવી પ્હોચ્યો. તેનું એક મ્હોટું દીવાનખાનું હતું તે મરદો બઇરાંઓ અને છોકરાંઓથી ચોકાર ભરાઈ જતું. તેની પાસેના ઓરડામાં ખુશનુંમાં આતશ શળગાવામાં આવતો હતો જ્યાં બંદગી કર્યા પછી સઘળાઓને એક મ્હોટી ટેબલ ઉપર ખવડાવાની તજવીજ કરવામાં આવતી.

આ મેજબાનીના દિવશથી મીનોચેહેરને ઘણીજ મઝા પડી. દસ્તુર જમશીદની પાસે રેહેવાથી તેની પતરાજી અને તોર ઘણાંખરાં નરમ પડી ગયાં હતાં. દસ્તુર જમશીદની માફક તે ત્યાં આવેલાં માણસો સાથે ઓલખાણ પાડતો અને તરેહ તરેહવાર વાતો ચલાવતો અને ગરીબો તરફથી તેને ઘણી આબરૂ મળતી તેથી ઘણોજ ખુશી થતો. આ પ્રમાણે ઘણીજ ખુશનુંમાં રીતે સવાર પૂરી થઈ. પણ ખાના વખતે એક અણધારેલો બનાવ બન્યો. તેથી બીચારા મીનોચેહેરની મઝા પર કાળું વાદળું ફરી વળ્યું.

એવું બન્યું કે દસ્તુર જમશીદ પાસે એક મ્હોટો કુતરો હતો તે ઘણોજ માયાળુ સ્વભાવનો હતો. મીનોચેહેર આ કુતરા સાથે ઓળખાણ કરવા લાગ્યો. તે પાણીમાં લાકડી નાંખતો તે પેલો કુતરો તે ગમે એટલી દૂર નાખે તોપણ તેમાં તરવા પડી લાગલો પોતાના મોઢામાં લઈ આવતો. આથી મીનોચેહેરને ખૂબ મઝા પડતો. વળી તેણે બીજા કુતરાઓનું વર્ણન સાભળ્યું હતું તેથી ઉશકેરાઈને પેલા કુતરા ઉપર પોતાનું શાહસ અજમાવવાનો વિચાર કીધો તે દાહડો ફુરસદનો હતો તેથી તેના મનમાં આવ્યુંકે આજેજ આપણે એ મઝા કરીએ. આ વિચારથી તે એક દોરડું અને ખુરશી લઈ આવ્યો, અને તેનું ગાડી જેવું કાંઈ બનાવ્યું. પછી તેણે તદબીરથી પેલા કુતરાને તેની સાથે જોડ્યો. પેલો કુતરો પોતાની પાસે નવું શું કામ કરાવવાનુંછે તે કાંઈ જાણતો નહોતો તેથી સામો થયા વગર પોતાને લગામ નાંખવા દીધી. હવે મીનોચેહેરે પોતાના હાથમાં એક ચાબુક લઇને પોતાનું કામ જારી કીધું. એટલામાં ન્હાના છોકરાઓનું એક ટોળુ તેની આસપાસ એકઠું થયું. જેવો આ જોઈ આશ્ચર્ય પામ્યાં, તેથી મીનોચેહેરને પોતાનું પરાક્રમ વધારવાનું મન થઈ આવ્યું. જેમ

ઘોડો હાંકનારાઓ ઘોડો હાંકતી વખતે શબ્દ બોલેછે તેવા શબ્દ મીનોચેહેરે પોતાના મોઢામાંથી કાહડવા માડ્યા; અને પોતે જાણે ઘણોજ અનુભવી હાંકનાર હોયની તેમ ચાબુક ચમકાવા લાગ્યો. પેલો કુતરો મીનોચેહેરનું બોલવું સમજતો નહોતો તેથી તેને જરા અધીરી લાગવા માંડી તેથી કેટલાક કુદકા મારેવાથી પોતાની બેચેની બતાવવા માંડી. આથી જોનારને ઘણીજ મઝા પડી અને મીનોચેહેર જેની મરજી પોતે હુશીઆર છે, એમજ દેખાડવાની હતી તે જરા તાનમાં આવ્યો અને અજમાઇશ ઉપર અજમાયશ કરવા લાગ્યો.આખરે તે કુતરાના મોઢાપર એક સખત ચાબકો માર્યો, જેથી તે કુતરાને એટલો તો ક્રોધ ચડ્યો કે તે જીવ લઇને નાઠો અને પેલી ખુરશી પોતાની સાથે ઘસડતો ચાલ્યો. મીનોચેહેરે ઘણુંજ ફતેહમંદ દેખાવથી આસપાસ જોયું અને ઘણીજ હુશીઆરીથી ખુરશીપર બેસીજ રહ્યો. માઠે નસીબે એવું બન્યું કે પડોશમાં એક તળાવ હતું તેની તરફ પેલો ભડકેલો કુતરો દોડ્યો અને મીનોચેહેર કે જેના ટાંટીઆ હવે ઢીલા થયા હતા તેણે તને શાંતી પમાડી અટકાવવાનાં ઘણાં ફાંફાં માર્યાં પણ સઘળું ફોકટ. પેલો કુતરો તળાવમાં ધસ્યો અને મીનોચેહેરને સાથે ઘસડતો ગયો. જોનારાઓને આથી બહુ અચ્છી ગમત પડી અને તેઓએ મીનોચેહેર પાછળ હુર્યો હુર્યો ! કરવા માંડયું. માઠે ભાગ્યે તે તળાવમાં પાણી નહોતું તેથી મીનોચેહેરે કાદવમાં આળોટીયાં ખાયા કીધાં.તેના પગ સરી જવા લાગ્યા અને કાદવમાં ચોંટી બેઠા. તે એક પગ કહાડવા જતો તો બીજો સજ્જડ ચોંટી બેસતો; આખરે તેણે પોતાના બન્ને જોડા ખોયા અને મ્હા મુશીબતે આચકા ખાતો ખાતો જમીનપર આવી પ્હોચ્યો. તેને આવી હાલતમાં જોઇને જોનારાઓને ઘણીજ મઝા પડી અને

તેઓ ખૂબ હસી પડયા તે જોઇને મીનોચેહેર અતિશય ખીજવાયો અને તેઓની પાછળ દોડ્યો અને એક એને પકડીને ખૂબ માર્યો. આ બધી ગડબડ સાંભળી દસ્તુર જમશીદ નીકલી આવ્યા અને મીનોચેહેરના આવા હાલ જોઇને તેઓને પણ લગાર હસવું આવ્યું પણ તુરત વેળા તે બાબત કશી પુછપરછ ન કરતાં તેને ઘર લઈ ગયા અને કપડાં બદલાવ્યાં.

# પ્રકરણ ૨૧ મું.

## મીનોચેહરનું પોતાના બાપને ત્યાં પાછા ફરવું.

હવે મીનોચેહેરને પોતાના બાપને ઘર જવાનો પ્રસંગ આવ્યો. દસ્તુર જમશીદને ઘણી ધાસ્તી હતી કે રખેને ત્યાં જશેતો નઠારી સોબતથી બગડી જશે. પણ ઇલાજ નહોતો, તેને મોકલવાને ફરજ પડી. શોરાબને પણ અરદેશીરનું ઘણા આગ્રહથી બોલાવવાને નોતરૂ આવ્યાથી જવાની ફરજ પડી. તેઓ અરદેશીરને ઘર આવી પોહોચ્યા તે વખતે એક ભપકાદાર ઓરડામાં ઘણા સુંદર પોશાકવાળા માણસો બેઠેલા હતા. સઘળાઓ મીનોચેહેરને જોઇને તેના વખાણ કરવા લાગ્યા. અરદેશીર શીવાય શોરાબની કોઇએ દરકાર કીધી નહીં. એક સ્ત્રીએ શીરીનને પુછ્યું "પેલો ખેડુતનો છોકરો આજ કે?" તેણીએ જવાબ દીધો. "હા." પેલીએ કહ્યું "પણ તમો તમારા છોકરાને આવા ગામડીઆ સાથે કેમ ફરવા દોછો? તમને ધાસ્તી નથી લાગતી કે એથી એ બગડી જશે. અને એના મનમાં હલકા વિચારો આવશે."

એક બીજી સ્ત્રી જે પોતાને એટલી બધી સુધરેલી થવાને બહાને નાજુકાઇમાં ખપાવવાને રાજી નહોતી તે શોરાબ પાસે આવી અને તેણી સાથે કેટલીક વાત ચીત કીધી.

આથી તે બન્નેને ઘણોજ આનંદ થયો.

હવે જમવાનો વખત થયો તરેહ તરેહવાર ચીજો, ચાકરો વગેરે જોયું તેથી શોરાબને ઠીક પડયું નહીં. એટલામાં મીનોચેહેર તો જાણે ઘણોજ બુદ્ધીવાન અને અકલવાન હોયની તેમ ઘણાખરાઓ તેની તારીફ કરવા લાગ્યા. આ જોઇને શીરીન ઘણીજ ખુશી થઇ. શોરાબનો ગામડીઆ ચેહેરો જોઇને તેઓમાંના ઘણાખરા તેમાં મુખ્યત્વ કરીને સ્ત્રીઓ તેને ધિક્કારવા લાગી એટલુંજ નહી પણ તેણીઓ શીરીનને કેહવા લાગી જે તમો તમારો છોકરો કે જેનામાં આટલા બધા સદગુણોછે તેને જો આ ગામડીઆ સાથે રાખશો તો તે ઘણો બગડી જશે માટે તમો બેલાશક દસ્તુર જમશેદને કહો કે જો તમો આ ગામડીઆ છોકરાને તમારે ત્યાંથી હાંકી કાહડોતો હમો મીનોચેહેરને મોકલીએ. આ ઉપરથી શીરીન બોલી ઉઠીકે "દસ્તુર જમશીદ જરા વિચીત્ર માણસ છે અને અમારી પાસે કાંઈ લેતા નથી તેથી એ બનવું મુશકેલછે મારીતો અસલથીજ ના હતી કે એને ત્યાં મોકલવો નહી પણ એના બાપની બ્હોસ આગળ મારૂં કશું ચાલ્યું નહીં." આ સાંભળી તેની બેહનપણીએ કહ્યું કે "ત્યારેતો મીનોચેહેરને કોઈ બીજી નિશાળમાં મોકલો કે જ્યાં સારી રીતભાત શીખી દુન્યામાં નામ કાહડે. મારો છોકરો તો નિશાળમાં ગયાથી પાર પડી ગયોછે" આ સાંભળી એક બીજી સ્ત્રી બોલી "તમો આટલીબધી ડંફાશ શું કરવા મારોછો? ત્યાં ગયાથી એ છોકરો ઉલટો બગડી જશે. તમારો છોકરો ત્યાં જઇને શું કરેછે તેની તમને કયાં ખબરછે? તેના જેવો ખરાબમાં ખરાબ છોકરો આખી નિશાળમાં નથી" આ સાંભળી પેલી બાઈ ટક ટક કરતી બંધ પડી.

હવે ચાહે આવી તે પીધા બાદ ગાયન ચાલ્યું. પેહલું ગાયન એક સ્ત્રીએ ફારશીમાં ગાયું, જેમાં શોરાબને ખૂબ

મઝા પડી પણ બીજી સ્ત્રીઓને કાંઈ તે પંસદ પડ્યું નહીં. બાદ બીજી સ્ત્રીઓએ જુદી જુદી ભાષાઓમાં ગાયનો ગાયાં, જે શોરાબને પસંદ પડ્યાં નહી; કારણ કે તેમાં તેને કશી સમજણ પડી નહીં તેથી તે ઊંઘી ગયો. મીનોચેહેર તો બીજાઓને મળતો થઈ સમજતો નહતો છતાં વાહ! વાહ! કરવા લાગ્યો.

આ ઉપરથી સૌને શોરાબ પર ધિક્કાર આવ્યો અને મીનોચેહરનાં વખાણથી તે ખૂબ ચહડી ગયો. રફતે રફતે તે વિવેક ભૂલી ગયો અને તેને શોરાબ પર કંટાળો આવતો ગયો. બીજે દિવશે તેઓ હમેંશ કરતાં મોડા ઉઠ્યા અને મીનોચેહેર બીજા દોસ્તદારો સાથે ફરવા નીકળ્યો. શોરાબ પણ તેઓની સાથે ગયો.

હવે એવું બન્યું કે એક ગોધાને કુતરાઓ પાસે ખીજવવાની રમત થતી હતી તે જોવા જવાનો સૌનો વિચાર થયો. પણ શોરાબ બધાને નડતલ થઈ પડ્યો. મીનોચેહરની મા શીરીને તેને ઘરની બહાર નીકળતી વખતે કહ્યું હતું કે તું કાંઈ તોફાનમાં ઉભો રેહતો ના. શોરાબ સાચા બોલો છોકરો હતો તેથી તેઓને ધાસ્તી લાગી કે રખેને તે ચાડી કરે. તેઓએ શોરાબને સમજાવ્યો પણ તેણે કહ્યું "તમો બધા જાઓ તો મને કશી હરકત નથી પણ મારા દોસ્ત મીનોચેહેરને તેની માતાએ કહ્યુંછે તે મુજબ ત્યાં જવું નહીં જોઇએ કારણ એ રમત ઘણીજ ભયંકરછે." આ સાંભળી તેઓમાંનો એક છોકરો બહાર નીકળી આવી શોરાબને કેહવા લાગ્યો જે "હે નીચ ગામડીઆ મોઢું તપાસીને બોલ, ગૃહસ્થના છોકરાને તારો દોસ્ત સેનો કેહેછે તેનું મફતનું ખાઇને વળી તેને સામો દબાવા આવ્યોછે?" આ સાંભળી શોરાબ બોલ્યો "મીનોચેહેરે મને ઘણા કાલાવાલા કીધા તેમાંજ હું અહીંઆં આવ્યો બાકીતો

મારી મરજીજ ન હતી." આ સાંભળી મીનોચેહેર બીજાઓના ઉસકેરવાથી બોલ્યો "ઓહો મ્હોટો નગરશેઠની કે હું એને કાલાવાલા કરૂં, એવી ફોગટની પતરાજી મુકી દે તે કાંઈ અહીંઆં ચાલશે નહી." શોરાબ આ સાંભળી બોલ્યો "ભાઈ હું તને અસલથીજ ઓળખુંછું કે તું ખરેખરો પતરાજીખોરછે."

આ સાંભળી મીનોચેહેરનો તો મીજાજ જતો રહ્યો તેણે તો શોરાબને ખૂબ જોરથી એક તમાચો માર્યો. શોરાબે તેને સામો ન મારતાં ધીમેથી કહ્યું મીનોચેહેર "હું એમ નહી ધારતો હતો કે તું મારી સાથે આવી વર્તણુંક ચલાવશે." બાદ તે ખૂબ રડ્યો. પેલા સઘળાઓં તેને પડતો મૂકી આગળ જ્યાં પેલા ગોધાની રમત ચાલતી હતી ત્યાં ગયાં. શોરાબ પણ તેઓની પાછળે પાછળ ગયો.

રમતની સરૂઆતમાં લોખંડની સાંકળે બાંધેલો એક ગોધો લાવ્યા ને તેને એક ઝાડ સાથે બાંધ્યો પછી તેની પાછળ કુતરાઓ છોડ્યા. પેલા ગોધાએ કોઇને શીંગડું, કોઇને લાત,કોઈને પાટું, મારી ખૂબ હલકા કીધા ને કેટલાક તો ત્યાંને ત્યાં રામશરણ થઈ ગયા. પછી ખૂબ ખીજવાયાથી તે તોડાવીને નાઠો.આંથી સઘળે રમમાણ મચી રહ્યું. સઘળાઓએ જેમ લાગ ફાવ્યો તેમ નાહસવા માંડ્યું; કોઇએ કોઇની દરકાર કીધી નહીં. મીનોચેહેર ન્હાસતાં ન્હાસતાં તે ગોધાના રસ્તાપરેજ પગ સરી જવાથી ઊંધે મસ્તક પડ્યો. સૌએ મીનોચેહેરની આશા છોડી અને જો શોરાબ આવીને મદદ નહી કીધી હોતતો જરૂર મીનોચેહેર મરી જાત. શોરાબે એક જણના હાથમાંથી લાકડી લીધી અને મીનોચેહેર જ્યાં પડ્યો હતો ત્યાં પેલો ગોધો આવતો હતો તેને બેચાર એવાતો સપાટા માર્યા કે તે બીજે રસ્તે નાઠો. બાદ મીનોચેહેરને તેના સોબતીઓએ ઉઠાડ્યો અને તેને

ઘર લઈ ગયા. શોરાબ રીસાયલો ને રીસાયલો પોતાને ઘર ચાલી ગયો.

ઘર આવ્યા બાદ મીનોચેહેરે પોતાના અકસમાત વિશેની વાત પોતાના માંબાપ આગળ કીધી બાદ શીરીને સઘળાઓને દીઠા પણ શોરાબને જોયો નહીં ત્યારે તેણી પોતાના ઉછાછલા અને અવિચારી સ્વભાથી ખરી હકીકત જાણવા વગર બોલી ઉઠી "બહુ સારૂં થયું કે પેલો કમબખત શોરાબ તારી સાથે આવ્યો નહીં તેને જો પેલા ગોધાએ મારી નાખ્યો હોત તો ઠીક થાત કે તને આવા ભયમાં ફરી લઈ જાત નહીં."

મીનોચેહેર—માંજી એ તમે શું બોલોચ! એને મને જોખમમાં નાખ્યો! અરે, એનેતો મને ત્યાં નહી જવા ઘણો સમજાવ્યો પણ હુંજ બેવકુફ કે મેં તેને સામો તમાચો માર્યો ને ત્યાં ગયો.જો એ ન હતે તો હું જરૂર મરી જાત.

શીરીન આ સાંભળી પોતાના ઉછાછળાપણાને લીધે પસ્તાવા લાગી. આખરે દસ્તુર જમશીદ ત્યાં આવી પ્હોચ્યા તેની આગળ મીનોચેહેરે બધા સમાચાર કહ્યા. છેવટે એવો ઠરાવ થયો કે મીનોચેહેર શોરાબ પાસ માફી માગે. તે ઉપરથી મીનોચેહેર શોરાબને ઘર ગયો અને તેનાં ઘણા વખાણ કરીને તેને વિનવ્યો અને અતિશય પસ્તાવો કરવા લાગ્યો.પછી શોરાબ તેને એક સ્વચ્છ ઓરડામાં લઈ ગયો, અને ખાવાનો વખત થયો હતો તેથી તેને પોતાની સાથે જમાડયો. પછી મીનોચેહેર શોરાબને ભેટીને ગયો અને તેને ઘર પાછા આવવાનું વચન આપ્યું.મીનોચેહેરની આ વર્તણુક દસ્તુર જમશીદને પણ પસંદ પડી. હવે મીનોચેહેરે પોતાની રીતભાત તદન બદલી નાંખી.તેને સાદુ ખાવાનું પસંદ પડવા લાગ્યું અને તેથી ભૂખ સારી લાગવા લાગી, તે વ્હેલો સુએ, વ્હેલો ઉઠે અને શોરાબ સાથે દરરોજ ફ-

રવા જાય. પ્હેલાંતો તેને ઘણું અઘરૂં લાગ્યું પણ રફતે રફતે ટેવ પડવા માંડી. કશરતથી તેની તબીએત સુધરી, જબરો બન્યો, અને પોતાના ઘરના કીંમતી ખાનાં કરતાં શોરાબના ઘરનું સાદુ ખાનું તેને વધારે પસંદ પડ્યું. તેની હવે ખાતરી થઇ કે આળસ, ભપકાદાર પોશાક એ કાંઈ મ્હોટાઇનાં ખરેખરાં લક્ષણ નથી. સદગુણ, ઉદ્યોગ અને જ્ઞાન એ જેનામાં હોય તેજ ખરેખરો ગૃહસ્થ.

જ્યારે અરદેશીરે આ વાત જાણી ત્યારે તે ઘણો ખુશી થયો અને કહ્યું કે "હવે તું મારો છોકરો ખરો" મીનોચેહેર પણ આથી ખુશ થયો અને બાપને ભેટ્યો. ત્યારે બાદ તે પોતાના બાપ સાથ શોરાબને ઘર ગયો અને તેઓ બન્ને જણાએ તેનો ઘણો ઉપકાર માન્યો. બાદ જતી વખતે અરદેશીરે શોરાબના બાપ કેરસાસ્પને કેટલાક દિનાર ઘણા આગ્રહથી આપ્યા અને કહ્યું કે તમારા છોકરાને લીધેજ મારો છોકરો સુધર્યોછે. મીનોચેહેરે શોરાબને કહ્યું તારા વગર મને ચાલશે નહીં મારામાં જે સેજસાજ સદગુણછે તે તારાજ વડેછે. તેજ મને પૈસા કરતાં સદગુણ મ્હોટાછે એ વાત શીખવી અને મ્હોટા કેહવાડવા કરતાં ભલા કેહવાડવામાં કેટલી આબરૂછે તેપણ તેંજ મને શિખવ્યું. જો આવાતમાં હું જરાપણ ચુક્યો તો સુધરવાને હું તારી પાસે આવીશ. એમ કરી બન્ને એક એકને ભેટ્યા અને આંખમાં આસું લાવી મીનોચેહેર શોરાબથી છૂટો પડ્યો!

